# ॥ श्री जटाजुटः शरणम् ॥



शोभा केशरी गंधमप्यतिशयं पुष्णाति भाले सदा ।
स्मेरं दर्शयति प्रसन्नवदनं सौजन्यतां साधुताम् ।
शुभ्रो वेषपरिग्रहः कथयते धावल्यपूर्णं मनः ।
श्रीमच्छास्त्रिवरा जयन्तु सततं श्रीवैजनाथाभिधाः ॥१॥

लब्ध्वा भाग्यवशा जनिं जनकयोस्ते जस्विनो दक्षयोः
गोत्रेऽतिप्रथितेऽत्रिनाम्नि विनये सवश्वमत्रिष्करे ।
बुद्धिं धैर्यमथो सुशीलपरता प्राप्ता इमे सद्गुणाः
श्रीमच्छास्त्रिवरा जयन्तु सततं श्रीवैजनाथाभिधाः ॥२॥

विद्वद्भिः खलु भूषिते निवसथे नागावतुल्ये लघौ
देवीवाच मुपासनार्थमुषित विद्यागुरूणां गृहे ।
प्रावीण्यं समपादयद् गुरुनिभं प्राचीन शास्त्रेषु च
श्रीमच्छास्त्रिवरा जयन्तु सततं श्रीवैजनाथाभिधाः ॥३॥

आचारे विनयः श्रुतौ निपुणता संभाषणे लीनता
श्रद्धा वैदिकवाङ्मये गुरुजनेष्वत्यंत शालीनता ।
संपत्तौ शुचिता शुधे सुजनता कार्ये पुनर्दक्षता
श्रीमच्छास्त्रिवरा जयन्तु सततं श्रीवैजनाथाभिधाः ॥४॥

स्वाध्याये निरतः स्तुतौ विमुखता छात्रेषु सुस्निग्धता
आतिथ्येऽप्यवधानता प्रवणता वृत्तौ तु गंभीरता ।
सत्काव्ये रुचिता स्वधर्मपरता मित्रे परंस्नेहता ।
श्री मच्छास्त्रिवरा जयन्तु सततं श्री वैजनाथाभिधाः ॥५॥

माता शिक्षयति प्रसन्नमनसा स्वान्बालकान् वत्सला
अद्वैतं प्रतिपादितं महतया वाण्या तया रम्यया ।
मान्या मोहमयीजना मतियुता विद्यामृतं प्राशिताः
श्रीमच्छास्त्रिवरा जयन्तु सततं श्रीवैजनाथाभिधाः ॥६॥

आक्रांता खलु वामनेन पृथिवी मूर्त्या लघीयस्यया
तद्वज्ज्ञ नमयेन मोहजननी निश्रीकृता तेजसा ।
शिष्याणां च परंपरा सुमहती यस्यां सदा निर्मिता
श्रीमच्छास्त्रिवरा जयन्तु सततं श्री वैजनाथाभिधाः ॥७॥

दीर्घायुर्भवतात्सदा वितरतादाशीर्वि पुण्यानि च
कार्यं संस्कृतिवर्धकं मुनिजनप्रेष्ठं चिरं तिष्ठतात् ।
एषा काव्यमयांकुला सुमनसां माला मया ह्यर्प्यते
श्रीमच्छास्त्रिवरा जयन्तु सततं श्री वैजनाथाभिधाः ॥८॥

पाध्येवंशसंभवः शंकर शर्मा.



ગણી ગણીને ગાંઠે બાંધે કરવાનું શું આહીં,
જ્યાંથી આવ્યો જન્મ લઇને જાશે તેવો ત્યાંહીં,
ચિત્તની જે વિશુદ્ધિ કરશે થાશે તો તે આહીં,
દેહ છૂટ્યા પછી વાતો સર્વે રહેશે ધૂળની માંહીં.

# જીવન-ઝરમર



લેખકો

વે. શા. સં. શાસ્ત્રી શ્રી શંકર પાંડુરંગ પાધ્યે,

સાહિત્યવિશારદ, રાષ્ટ્રભાષા કોવિદ. (વર્ધા)

અને

જગદીશચંદ્ર પુંજાલાલ શાહ,

એડવોકેટ, હાઈકોર્ટ.

[illegible] પૂ. શ્રી શાસ્ત્રીજીની આર્થિક પરિસ્થિતિનો અનુલ્લેખ, પૂ. શ્રી શાસ્ત્રીજી તો તત્ત્વનિષ્ઠ છે અને તેઓ પોતાની તત્ત્વનિષ્ઠા પ્રચાર માટે [illegible] નથી, પોતાને મોઢેથી કદિ પણ કોઈને આપત્તિ કહેતા નથી તો પછી શું અમને આમાં પ્રસિદ્ધ કરવા દે? અમને જરૂર આશા હતી કે જો આ પ્રસંગનું વર્ણન આમાં થયું હોત તેમનું જીવન [illegible] તત્ત્વનિષ્ઠના જીવનનો ખ્યાલ વાંચકને આપી શકત. આ પ્રકરણ [illegible] પણ થાત અને ભાગ્યેજ કોઈ એવો સહૃદયી વાચક [illegible] કે જે આંસુ ન સારત. માટે જેઓને આ જાણવાની જિજ્ઞાસા હોય, તેઓને તેમના અંગત સમાગમ સિવાય અન્ય ઉપાય જ નથી. આર્થિક નિઃસ્પૃહતા બતાવવા માત્ર શરૂઆતમાંજ તેમને જે રૂપિયા [illegible]-૮- નું નારદરિ પાઠશાળામાં વેતન મળતું હતું તેનો ઉલ્લેખ કર્યો છે, [illegible] પછી તો નિશ્ચિત વેતન જેવું હતુંજ નહિ, અને ખરી તત્ત્વનિષ્ઠતાની અગ્નિપરિક્ષા હતી, આજે પણ આમાંથી પિતા પુત્ર પસાર થઈ રહેલા છે.

લી૦ સેવક,

જગદીશચંદ્ર પુંજાલાલ શાહ.



# પ્રકરણ પહેલું

'मातृवान् पितृवान् आचार्यवान् पुरुषो वेद ।'

નાગરિક સ્વાતંત્ર્ય કે નાગરિક હકોનું ભાન જ્યારે સમાજમાં ન હતું, જ્યારે પ્રજા વિદેશી શાસકોના બાહ્યાડંબર અને ચાકચક્યથી ચકિત થઈને તેઓના તરફ જાણે સ્વર્ગમાંથી આવેલા દેવો ન હોય તેવી ભાવનાથી તેમની રિદ્ધિસિદ્ધિઓથી અંજાઈને જોતી હતી, નાના બાળકોને પણ છાનાં રાખવા 'એ ગોરો આવ્યો' એમ કહેતા હતા, શાળા કોલેજોમાં અભ્યાસ કરતા નવયુવકો પણ જેમના જ્ઞાનનિધિથી અંજાઈ ગયેલા હતા, મોટેરાંઓમાં પણ સામાન્ય નાગરિકથી પ્રારંભ કરીને સંસ્થાધિપતિ કે કરોડપતિ, વિદ્વાન્ કે અવિદ્વાન, પુરુષ કે સ્ત્રી, સર્વે જેઓના પ્રતાપથી કાંપતા હતા–એક જાપાનીસ રમકડાંની જેમ જેઓના હાથમાં જેમ ચાવી આપે તેમ કરતા હતા, તે કાળમાં તેઓનું જ શિક્ષણ પામેલા યુનિવર્સિટીના પદવીધારીઓ, ઉચ્ચ કે સામાન્ય

અધિકારના સ્થાન પર બેઠેલા અધિકારીઓ પોતે કંઇ વિશેષ છે એ ભાવનાથી તેમના સામાન્ય અન્ય દેશબાંધવો તરફ ઘૃણાની નજરે જોતા હતા, પોતે જે શિક્ષણ મેળવેલું તેને કેફ તથા પોતાની પાસે જે અધિકાર હતો તેનો મદ બતાવવાનો પ્રસંગ આવે ત્યારે ગર્વોન્મત્ત થઇને તે પ્રસંગ ન ચૂકતા જંગલી પશુઓના જેવું વર્તન તેમના હાથના નીચેના માણસો પર ચામડીમાં તો કાળા હતા છતાંપણ સાહેબનું અનુકરણ બાહ્યાચારમાં કરીને તેમના જ જેવો પોતાનો પ્રભાવ પાડવાની અભિલાષાવાળા, વિદ્યાભ્યાસમાં પરબનું પાણી પીને મોટા થયેલા, ચલાવતા હતા તે સમયે કાસુ નામના એક ગામમાં એક મરાઠી શાળાની મુલાકાતે અધિકારના મદથી જેમના પ્રજ્ઞાચક્ષુઓ અંધ થઇ ગયેલા હોય છે એવા એક ભારતીય ઇન્સ્પેક્ટર સાહેબ આવેલા હતા. સામાન્ય રિવાજ પ્રમાણે સાહેબને શાળાના હેડમાસ્તર સાહેબને ત્યાં ઉતારો મળ્યો હતો. રાત્રિના સમયે આગમન થયેલું હોવાથી માત્ર સૂવાની જ વ્યવસ્થા કરવાની હતી, તે કંઇ વિશેષ મોટું કામ ન હતું; કારણકે ગામના લોકોને ઇન્સ્પેક્ટર સાહેબના આગમનની ખબર પડી એટલે ખાટલો, ગાદલાં વિગેરે આપી ગયા હતા, તેથી રાત્રિ તો શાંતિમય પસાર થઇ હતી. સવારે ઊઠયા પછી જીવનામૃતની રાહ જોતા સાહેબ ખાટલામાં બેઠાં હતા, સૂર્યોદય થવા આવ્યો હતો પણ સ્ફૂર્તિદાયક જીવનસંજીવની સાહેબને ન મળી હોવાથી તેમને તો હજી અંતઃસ્થલમાં અંધકાર લાગતો હતો. જેમને ત્યાં ઉતારો હતો તે હેડમાસ્તર સાહેબ તો ઇન્સ્પેક્ટર સાહેબના મત પ્રમાણે તેમની ગોઠવેલી કલ્પના અનુસાર

પ્રભાતની મીઠી નિદ્રાનો ત્યાગ કરીને, બ્રાહ્મમુહૂર્તમાં ઉઠીને પત્થરને રીઝવવા બેસી ગયા હતા; તેથી તેમનું તે કાર્ય પતે તેની હવે રાહ જોતા સાહેબ બેઠા હતા. હેડમાસ્તર પ્રભાતનું કર્મ સમાપ્ત થયા બાદ બહાર આવ્યા ત્યારે ભૂખ્યો વાઘ જેમ શિકાર જોઈ તરાપ મારવા તૈયાર થાય તેમ ઘેનને લીધે અર્ધોન્મીલિત નેત્રો છે જેના એવા તે સાહેબના મુખમાંથી તરતજ 'કેમ હજી ચાહ આવી નથી ?'–ના શબ્દો નીકળ્યા. આ શબ્દોનો ધ્વનિ હેડમાસ્તરના કર્ણ પ્રદેશ સુધી પહોંચ્યો અને તેમણે પ્રફુલ્લિત વદનથી વિહ્વલ થયેલા અર્જુનને જેમ શ્રીકૃષ્ણે ગીતામાં જવાબ આપ્યો હતો તેમ પ્રત્યુત્તર આપતાં કહ્યું, 'સાહેબ, અમે ચાહ પીતા નથી.'

સાહેબઃ–'તમે ભલે ન પીતા હો, પણ તમને ખબર છે ને કે હું ચાહ પીઉં છું',–તો પછી મારે માટે કેમ હજી તે મોકલાવી નથી ? જલદી તૈયાર કરાવો.'

હેડમાસ્તરઃ–'જી, સાહેબ ! મને ખબર છે, માટે મેં ચાહને લગતો બધો સામાન મંગાવી રાખ્યો છે.'

સાહેબઃ–'તો પછી તમારા પત્નીને ચાહ બનાવતાં શું થાય છે ? શું તેને નથી આવડતી ?

હેડમાસ્તરઃ–'જી, સાહેબ અમે તો હજી સુધી તેનો સ્વાદ ચાખ્યો નથી, માટે કયાંથી ખબર હોય ?'

સાહેબઃ–'શું કહો છો ?'

હેડમાસ્તરઃ–'જી, સાહેબ ! ખરી વાત છે.

સાહેબઃ–ઠીક, આ અમારા પટાવાળાને બધો સામાન

આપો. તે ઘરમાં જઇને બનાવશે'

હેડમાસ્તર–'જી, સાહેબ ! જે ચૂલા પર મારા પ્રભુના નૈવેદ્ય માટે રસોઇ બનાવવામાં આવે છે તે ચૂલાને આ કષાયપાનથી અપવિત્ર નહિ થવા દઉં'

સાહેબ–'જો તમને આભડછેટની શંકા હોય તો સહધર્મચારિણીને કહો કે તે અમારો પટાવાળો બતાવે તે પ્રમાણે બનાવે'

હેડમાસ્તર–'જી, સાહેબ! મને આભડછેટનો કંઇ વાંધો નથી, પરંતુ મારી સહધર્મચારિણી પણ આ વિદેશી કષાયપાનનો સ્વાદ લે તેવી મારી ઇચ્છા નથી

સાહેબ–'તો પછી સાહુનો સામાન શું મારું મોઢું જોવા લાવ્યા હતા?'

હેડમાસ્તર–'જી, નહિ સાહેબ! જો આપને ચાહ વિના ન જ ચાલતું હોય અને ખાસ ઇચ્છા હોય તો આ મારા ઘરની બહાર જે નહાવાનું પાણી ગરમ કરવાનો ચૂલો છે તેના ઉપર આપનો નોકર આપને માટે ચાહ બનાવી શકશે.

'गुणी गुणं वेत्ति न निर्गुणः ।' તે નિયમાનુસાર સાહેબના પ્રજ્ઞાચક્ષુ ઉપર જે અધિકારના મદને લીધે પડલ આવ્યું હતું તે આ સંવાદથી દૂર થયું, તેઓશ્રી હેડમાસ્તર સાહેબની તત્ત્વનિષ્ઠા સમજી ગયા અને તેમની વિનયી નિડરતા તથા નૈષ્ઠિકવૃત્તિ અને મધુર વાણીથી પ્રસન્ન થયા. જો કોઇ તદ્દન નિર્ગુણ અધિકારનો દ્વેષી અધિકારી હોત તો આ પોતાનું હડહડતું અપમાન જાણીને હેડમાસ્તર પર વેરની વસુલાત

લેવા પ્રયત્નો આદરેત. સામાન્ય આજના જેવા ચલતાપુરજા હેડમાસ્તર હોત તો આ પ્રસંગ પણ ઉપસ્થિત ન થાત, તે તો સાહેબથી અંજાઇ જાત અને કુતરાની જેમ લાંગૂલચાલન કરવા મંડી જાત.

આ પ્રસુપ્ત તેજસ્વી ભારતીય વ્યકિત તે અન્ય કોઇ ન હતી, તે તો આપણી 'જીવન-ઝરમર'ના પ્રાણ પૂ. શ્રી વે. શા. સં. વૈજનાથ શાસ્ત્રીજીના પૂ. પિતાશ્રી શ્રીમાન્ લક્ષ્મણ પરશરામ આઠવલે ઉર્ફે શ્રી અણ્ણા આઠવલે હતા.

આ શ્રી અણ્ણા વિદ્વાન્ અને પ્રતિષ્ઠિત વ્યકિત હતા— ધનવાન્ નહિ. સર્વે ગુણોનો પરિહાર કરનારી જે કંગાલીની દશા કહેવાય છે તે દશાએ આમના સર્વે ગુણોનો વિકાસ કર્યો હતો, દારિદ્રયનો ચંદ્ર પૂર્ણકળાએ તેમના જીવનમાં પ્રકાશતો હતો તેથી આવકજાવકના છેડા માંડ માંડ ભેગા કરી શકે તેવી આર્થિક સ્થિતિ હતી, છતાં પણ સંતોષને લીધે સુખથી જીવન વિતાવતા હતા. શ્રી અણ્ણા દરિદ્રી હતા પણ દીન ન હતા, ગરીબ હતા પણ ન્યૂનગંડવાળા ન હતા, કષ્ટ-મય જીવન વિતાવતા હતા પણ લોભીવૃત્તિના નહતા. શ્રી અણ્ણા સ્વાવલંબી, કડક શિસ્તપાલનમાં માનનાર, ઉદ્યોગ-પ્રિય, સંતોષી, પ્રેમળ અને વ્યવહાર કુશળ હતા. તેઓશ્રી વર્નીક્યુલર ફાઇનલ (Third year trained) હતા અને કાસુ ગામમાં એક શાળામાં હેડમાસ્તર હતા. તેમના લગ્ન તેમના જેવાજ સર્વગુણ સંપન્ન માન પ્રતિષ્ઠાવાન્, દશ-ગ્રંથી વિદ્વાન્ વેદમૂર્તિ શ્રી વિષ્ણુ ભડજી ગોડસે (પૂ. વે. શા. સં: શ્રી નરહરિ શાસ્ત્રીજીના પિતાશ્રી)ના સુપુત્રી સૌ. અમ્બુ-

તાઈ કે જે 'માઈ'ના ઉપનામથી પીઅરમાં ઓળખાતા હતા તેમની સાથે થયા હતા શ્વશુરગૃહમાં તેમનું નામ 'સરસ્વતી' રાખવામાં આવ્યું હતું. શ્વશુરજમાઈ દારિદ્ર્યમાં પરસ્પરની સ્પર્ધા કરે તેવા હતા. બન્નેનાં મન, વાણી તથા વર્તન સુવર્ણ જેવા તેજસ્વી હતા પણ પ્રત્યક્ષ સુવર્ણ સાથે તેમનો જલ કમલવત્ સંબંધ હતો, તેઓ કવિભોગ્ય કમલનિવાસિની લક્ષ્મીનો માનસિક ઉપભોગ લેતા હતા શ્રી વિષ્ણુભટજી ગોડસે કંગાલ દશામાં ઉછર્યા હતા તેથી જ દ્રવ્યોપાર્જન માટે પગે ચાલીને એક ગામથી બીજે ગામ જતા હતા. તેમને તેમની આ પગયાત્રામાં કમકમાટ ઉપજાવે તથા શરીરના રૂંવાડાં ઊભા કરે તેવો ભીષણ અને ભયાનક ઇ. સ. ૧૮૫૭ નો જે બળવો થયો હતો તે સ્વચક્ષુએ નિહાળવાનું ભાગ્ય કે દુર્ભાગ્ય જે કહો તે મળ્યું હતું. તેઓશ્રીએ પોતાની યાત્રામાં જોયેલા તથા અનુભવેલા આ પ્રસંગોનું જીવંત શાબ્દિક રેખાચિત્ર 'માઝા પ્રવાસ' નામક પુસ્તકમાં મરાઠી ભાષામાં દોર્યું છે. આ બન્ને કુટુંબોની જીવનનિર્વાહની પદ્ધતિ નીચેના શ્લોક પ્રમાણે હતી,

अकृत्वा परसन्ताप अगत्वा खलमन्दिरम् ।
अक्लेशयित्वा चात्मान यदल्पं तद्बहु ॥

બીજાને કલેશ આપ્યા વિના, લુચ્ચાઓને બારણે ગયા વિના, તથા પોતાની જાતને પણ ખૂબ કષ્ટ આપ્યા વિના જે કંઇ થોડું કે ઘણું મળે તેમાં સંતોષ માનતા હતા. આ રીતે પ્રવાહપતિત થયા વિના, ધ્યેયનિષ્ઠ અને તત્ત્વનિષ્ઠ બનીને, તેઓ પોતાનું જીવન વિતાવતા હતા. બન્ને કુટુંબો પ્રવાહ

પતિત થયાં વિના પોતાના જીવનનો કાળ તો તેજસ્વી વૃત્તિથી પસાર કરતા હતા, પણ જે અચલ સૃષ્ટિ નિયમ 'प्रायेण हि ईश्वराः मूर्खाः निर्धना अपि पण्डिताः'–મોટે ભાગે ધનવાનો મૂર્ખ હોય છે અને પંડિતો નિર્ધન હોય છે–હતો તેને ફેરવી શકયા ન હતા. તે સૃષ્ટિ નિયમ બન્નેને બરાબર લાગુ પડતો હતો.

શ્રી અણ્ણાની કંગાલી કેવી હતી તે તેમનાં જીવનના એક મર્મવેધક અને હૃદયદ્રાવક કરૂણ પ્રસંગ પર દ્રષ્ટિપાત કરવાથી બરાબર સમજાઇ જશે. એક વખત શ્રી અણ્ણા જે કાસુ ગામમાં રહેતા હતા ત્યાં પ્લેગનો ફેલાવો થયો હતો. પ્લેગના પંજામાં ફસાયા પછી જે બચે તે યમના દ્વાર પાસેથી પાછો આવેલો કહી શકાય. આવા ભયાનક પ્લેગના પરિણામમાં, ગામનું ભાગ્યેજ કોઇ ઘર એવું હોય કે જેમાંથી એકાદ બે વ્યક્તિઓનો આમાં હોમ ન થયો હોય. શ્રી અણ્ણાના ઘરમાંથી પણ તેમના સુપુત્ર શ્રી ગણપતિ દૈવયોગે પ્લેગ મહાશયના ઝપાટામાં આવ્યા હતા, ત્યારે વૈદરાજે કહ્યું હતું કે, 'હિરણ્યગર્ભની માત્રા આપવી જોઇએ, કદાચ તેનાથી મટવાનું હોય તો બચે.' શ્રી અણ્ણાએ સોના જેવી વસ્તુ છે એમ સાંભળ્યું હતું, ઉત્સવ પ્રસંગોએ કોઇને ત્યાં કદાચ જોયું પણ હશે, પરંતુ પોતાના જીવનમાં તેનો અને તેમનો સંબંધ થયો ન હતો; તેથી તે તો વિચારમાં પડી ગયા કે હવે શું કરવું ? તેમના પત્ની સૌ. અન્નુતાઇને આ ખબર પડી એટલે તેમણે પોતાના નાકની જડ હતી તે કાઢીને શ્રી અણ્ણાને આપી. શ્રી અણ્ણાએ

તે વૈદ્યરાજને આપી અને કહ્યું, "તમે આ ઘસીને આપો'. પણ 'ગરીબનાં નસીબ ગરીબ જ હોય છે' તે નિયમાનુસાર જ્યારે વૈદ્યરાજ તેનો ઉપયોગ કરવા ગયા ત્યારે ખબર પડી કે, 'અરે! આ તો પિત્તળ છે, પિત્તળ!' ભૂખ્યા સિંહને કદિ ઘાસ ખાતો જોયો છે? અગ્નિને ઠંડો થતો જોયો છે? સુવર્ણને શ્યામ થતું જોયું છે? જો આ પ્રાણી પદાર્થો પોતાના ધર્મો છોડતા નથી તો શું તત્ત્વનિષ્ઠ માનવ આપત્તિ આવે તેથી પોતાનું તત્ત્વ-વ્રત-છોડશે?, નહિજ છોડે. સોનુ જેમ તપાવીએ તેમ વિશેષ શુદ્ધ થાય, તે પ્રમાણે ખરા તત્ત્વનિષ્ઠો પણ આપત્તિરૂપી અગ્નિ પરિક્ષામાં વિશેષ તેજસ્વી થતા હોય છે, તેથી તત્ત્વનિષ્ઠ શ્રી અરણ્યા 'પોતાની પાસે નથી એટલે પુત્રના જીવિત માટે બીજાની પાસે યાચના કરવા જાય,' એ શક્ય ન હતું, પરિણામે એક રતિ સોનાના અભાવે તેમના પુત્રના જીવનરૂપી પુષ્પની કળી વિકાસ પામે તે પહેલાંજ કરમાઇ ગઇ–તે સમશરણ થયો શ્રી અરણ્યાની આવી કંગાલીની ખબર તેમના સાળાઓ (પૂ શ્રી વે. શા સં. નરહરિ શાસ્ત્રીજી, વિગેરે)ને પડી એટલે તેઓએ તે સમયે સુસંપન્ન હતા, તેથી ત્યારપછીની આવતી પહેલી ભાઇબીજને દિવસે તેમની બેનને–અમ્બુતાઇને–અર્ધા તોલાના નાકની વાળી આપી હતી. શ્રી અરણ્યાના જીવનમાં આ પ્રથમવાર જ સુવર્ણના દર્શન હતા

પ્રિય વાચક! જો તારી પાસે સોનાની પાલખીમાં ફરવા જેટલો વૈભવ હોય પણ જો જગતમાં તારી નજરમાં આવા તત્ત્વનિષ્ઠ કંગાલો આવે તો તેમની 'વિદ્યા' કહીને ઉપેક્ષા

ન કરીશ; યાદ રાખજે કે માતાપિતાનું હૃદય સર્વત્ર સમાનજ હોય છે. આ વાત જો તને તારી લક્ષ્મીના મદમાં ધ્યાનમાં ન આવે, અને જો આવા તત્ત્વનિષ્ઠ કંગાલોનું દારિદ્ર્ય તારા દ્રવ્યથી ન ફીટતું હોય તો ભૂલીશ નહિ કે 'Sikandar died with empty hands' धनानि भूमौ पशवश्च गोष्ठे ।

શ્રી અણ્ણા સંપૂર્ણ સ્વદેશી વ્રત પાળનારા હતા. તેઓશ્રી હાથે સુતર કાંતતા હતા અને તેના બનાવેલા તથા પોતાના હાથે વણેલા કપડાં પહેરતા હતા. શ્રી તિલક અને પૂ. શ્રી મહાત્મા ગાંધીજીના સિદ્ધાંતોએ તેમના જીવન પર સચોટ અસર કરી હતી, પરિણામે તેઓશ્રી તત્ત્વનિષ્ઠ સ્વદેશાભિમાની બન્યા હતા. તેમના સંપૂર્ણ સ્વદેશી વ્રતના પાલન વિષેના બેચાર જીવન પ્રસંગો પર જરા ઉડતી નજર નાખી લઈએ.

તેઓશ્રી જેની પાસેથી જે સદ્‌ગુણ જોવા મળે તે લેતા હતા અને જીવનમાં ઉતારતા હતા. પાશ્ચાત્ય દેશમાંથી હિંદ આવનાર પાદરીઓ જેમ પોતાનું કર્તવ્ય સમજીને લોકો સાંભળે યા ન સાંભળે, જીવનમાં ઉતારે યા ન ઉતારે, તેમના સામું જુએ કે ન જુએ છતાં પણ પોતાના નિશ્ચિત સ્થાન ઉપર જઈને જેમ પોતાના ધર્મના સિદ્ધાંતોનો તથા સંસ્કૃતિનો પ્રચાર કરતા હતા, તે પ્રમાણે શ્રી અણ્ણા પણ જે જે લગ્નપ્રસંગમાં જવાનું તેમને નિમંત્રણ હોય તે સર્વે સ્થળોએ વરઘોડો ઊતરી ગયા પછી જ્યારે હાર, ફૂલ, અત્તર, નાળિયેર, વિગેરેથી મહેમાનોનું સ્વાગત કરવાનો પ્રસંગ આવે ત્યારે તરત ઊભા થઈને મંડપમાં કહેતા હતા, 'ભાઈઓ! આ બધો ખોટો ખર્ચ શા માટે કરો છો? આપણા દેશની કંગાલ-

દશાને શું આ અનુરૂપ છે? શું આપણા ઉત્સવ પ્રસંગે શૃંગારિક શોભા વધારવા, પરદેશી વસ્તુઓ વિના ન ચાલી શકે?' લોકો તેમને આને માટે ઘણું કહે કે, 'શ્રી અણ્ણા! તમે બધી જગાએ કહો છો, પણ તમારું કોઈ સાંભળે છે?' શ્રી અણ્ણા આને એક જ જવાબ આપે કે, 'લોકોને સાંભળવું હોય તો સાભળે ન સાંભળવું હોય તો ન સાંભળે, પણ હું તો મારૂં કામ કરવાનો જ. જેને ત્યાં લગ્નપ્રસંગ હશે તે જો ના કહેશે તો નહિ બોલું, શું તમારો વિરોધ છે?' પરંતુ તેમની આ તત્ત્વનિષ્ઠા ગામના લોકોમાં ઉપહાસપાત્ર થઈ પડી હતી. આથી જે લગ્નપ્રસંગમા શ્રી અણ્ણા હોય ત્યાં ફૂલહાર આપવાનો સમય થાય એટલે જુવાનિયા અંદર અંદર વાતો કરતાજ હોય કે, 'જુઓ! એક ...બે ...ત્રણ. હમણાં જ આ વેદિયો તેની બકવાટ કરવા ઊભો થશે.'

શ્રી અણ્ણા કેવળ परोपदेशे पाण्डित्यम्। કરવાવાળા ન હતા. 'જે કહે તે કરે' તેવા હતા. જેવા વિચાર, જેવી વાણી, તેવુંજ તેમનું વર્તન રહેતું. આથી તો સંપૂર્ણ સ્વદેશી વ્રતના પાલનાર્થે તે કાળમાં ખાંડ પરદેશથી આવતી હોવાના કારણે તેઓશ્રી ચાહ પીતા ન હતા, ખાંડની બનાવેલી એક પણ વસ્તુ પોતે કે તેમના કુટુંબી કોઈને ત્યાં પણ લેતા ન હતા, તેઓને ઘેર દિવાળીના દિવસોમાં પણ ગોળની વસ્તુઓનાંજ મિષ્ટાન્ન બનતાં. આ માટે તેમના જીવનનો એક રમુજી પ્રસંગ જોઈએ. શ્રી અણ્ણાની તત્ત્વનિષ્ઠા તે જમાનામાં તેમની આજુબાજુના ગામડાઓમાં જાણીતી થઈ હતી લોકોની તત્ત્વનિષ્ઠના જીવન તરફ હંમેશાં કાકદ્રષ્ટિ હોય છે. તેઓ માટે ભાગે કોઈનો

ઉત્કર્ષ સહન કરી શકતા નથી. બહુજન સમાજને વિના મહેનતે, ખાટલામાં સૂતા સૂતા અને ગપ્પાં મારતાં બીજાને તકલીફ આપ્યા સિવાય તથા શરીર વાંકુ વાળ્યા વિના જે મોટાઇ મળતી હોય તો તે જોઇતી હોય છે. આવી રીતે મોટાઇ મેળવવાના પ્રયત્નો સસલાના શિંગડાનું વર્ણન કરવાના પ્રયત્નો જેવા ગણાય. માટે તેઓ પોતે તો મોટા થઇ શકતા નથી તેથી જેઓ મોટા થયેલા હોય તેમને નીચે લાવવાના પ્રયત્નો કરે છે—ઘેટાના ટોળામાં સિંહને ભેળવવા જાય છે. શ્રી અણ્ણાને એક પુત્રી હતી તેના લગ્નપ્રસંગનો આ બનાવ છે. આપણા લોકોમાં લગ્ન પછી ગૌરવને દિવસે વરરાજા કન્યાપક્ષવાળાને ત્યાં જમવા જાય છે, અને લગ્નપ્રસંગમાં બૈરાંઓનો સહવાસ વિશેષ થવાથી તેમનો 'સર્વ પ્રથમ ગુણ એટલે કોઇ પણ ઇચ્છિત વસ્તુ મેળવવા માટે રિસાવવું,' આની અસર જાણે લોહચુંબકની જેમ તરતજ વરરાજાને પુરૂષ છતાં પણ થઇ જાય છે. પરિણામે તે સ્વત્વ ભૂલીને બધી રસોઇ પીરસાવ્યા પછી જમતા નથી, જ્યારે સસરા તેમનું 'દાપું' આપે ત્યારે જેમ ઘરેણાં મળવાથી ગમે તેવી સ્ત્રી સંતુષ્ટ થાય છે તેમ સ્ત્રીના સહચારી ભાઇ પણ પ્રસન્ન થાય છે અને જમવાનું શરૂ કરે છે. દક્ષિણી લોકોના વરરાજા તો આપણા કરતાં વળી વિશેષ ડાહ્યા હોવાથી ઘેરથી જમવા આવવાજ નીકળતા નથી, જ્યારે સસરા ઘેર જાય અને તેમની ઇચ્છિત વસ્તુ આપીને મનાવે ત્યારે જ મનાવેલા ભાઈ જાણે પોતે મોટો વાઘ મારી આવેલા ન હોય તેમ ગીતો ગાતા બૈરાંથી અનુસરાઇને ડોલતા ડોલતા તથા મિત્ર મંડળી સાથે

પોતાની બડાઈના ગપ્પાં હાંકતાં હાથીની ચાલે જમવા આવે છે. શ્રી અણ્ણાના જમાઈ પણ આ રીતે રિસાયા હતા. તેમણે કહેવડાવ્યું હતું કે, 'જો મારા સસરા અમારે ત્યાં ચાહ પીએ કે ખાંડનું પાણી પીએ તો જ હું જમવા આવીશ.' લોકો તો આ સાંભળી રાજી થયા, તેમને લાગ્યું કે, 'હવે અણ્ણા ક્યાં જશે, બરાબર સાણસામાં સપડાયા છે.' શ્રી અણ્ણાના કેટલાક હિતેચ્છુઓ હતા તેમણે શ્રી અણ્ણાને કહ્યું, 'અરે! આ તો લગ્ન પ્રસંગ છે, તેમાં ગળ્યું મોઢું કરવામાં તત્ત્વને બાધ ન આવે, માટે જાઓ વરરાજાને મનાવો.' શ્રી અણ્ણાએ તો તેઓને સાફ સાફ શબ્દોમાં કહી દીધું કે, 'તમારે જો ગળ્યું જ મોઢું કરાવવું હોય તો ગોળ આપવા કહો, હું ક્યાં તે લેવા ના કહું છું? વરરાજા રિસાયા હોય તો ભલે રિસાય પણ હું ચાહ કે ખાંડનું પાણી પીવા જવાનો નથી.' વરરાજાને ત્યાં પણ સંદેશો કહાવી દીધો કે, 'તમારે જમવા આવવું હોય તો આવો, હું કંઇ મારા વ્રતને બાધ કરનારી તમારી કોઈ પણ વાત કબૂલ કરવાનો નથી. મારી પુત્રીના હવે લગ્ન થઇ ગયા છે, તેની ચિંતા મારે હવે કરવાની નથી; હું હવે છૂટયો છું, માટે આ ચાલ્યો મારે ગામ, તમે તમારૂં ફોડી લેજો, ધાર્મિક વિધિ જે જે કરવાની હતી તે બધી થઈ ગઇ છે, હવે મારે માથે કંઇ જવાબદારી નથી.' શ્રી અણ્ણાએ આમ રોકડો જવાબ આપ્યો એટલે વરરાજા પોતમેળેજ નીચી મૂછ કરીને જમવા ગયા.

ઓગણીસમી સદીમાં સ્વાધ્યાય છૂટયા પછી ધાર્મિક કલ્પનાઓ કેવળ ભાવનાપ્રધાન થયેલી હતી, આથી તે જમા-

નામાં સર્વે ધાર્મિક કૃત્યો પરંપરાગત રૂઢિથી ચાલતી આવેલી પદ્ધતિ પ્રમાણે થતા હતા. ધર્મ શું છે? અને કેવો છે? ધાર્મિક વિધિઓ શા માટે કરવામાં આવે છે? તથા કેવી રીતે કરવી? વિગેરે પ્રશ્નો કોઇના પણ મનમાં ઉઠતા ન હતા. અર્થાત્ ધર્મના ખરા શિક્ષણનો લોપ થયેલો હોવાથી ભાવિક ધાર્મિક સમાજ કેવળ અંધશ્રદ્ધાથી વ્યાપ્ત હતો, તે બાહ્યાચારમાં મસ્ત રહેતો, અને તેને જ જીવનની ઇતિકર્તવ્યતા માનતો. તેવીજ રીતે બીજી બાજુ જેઓ જરા બુદ્ધિમાન્ હતા. તેઓ શાસનકર્તા બ્રિટીશ લોકોને ना विष्णुः पृथिवीपतिः। માનતા હતા અને તેઓના રાજ્યથી અત્યંત ખુશ રહેતા હતા. તેઓના મન પાશ્ચાત્યોની શિક્ષણરૂપી જાદુઇ લાકડીની મંત્રશક્તિથી મુગ્ધ થયાં હતાં અને તેથી તેઓ बाइबलोक्तमेव मेवज्ञम्। માનતા હતા. એ કહેવાની જરૂર નથી કે પાશ્ચાત્ય શિક્ષણ પ્રણાલિકાનુસાર કેળવણી પામતા હોવાથી તેઓના જીવનમાં પાશ્ચાત્યોની કેટલીક કલ્પ-કલ્પનાઓ બદ્ધમૂલ થઇ હતી. ધર્મ જાણે એક દડો ન હોય કે જે જેની ઇચ્છામાં જેમ આવે તેમ ઉપયોગ કરે, તે પ્રમાણે અહીંના અજ્ઞાન, ભોળા અને ભાવિક લોકોને ખુશ કરવા, મહારાણી વિકટોરીઆના જાહેરનામા અનુસાર, ધાર્મિક સ્વાતંત્ર્ય આપવામાં આવ્યું હતું. પરંતુ ધૂર્ત અને મુત્સદ્દી એવા અંગ્રેજ લોકોએ એક બાજુ અમને ધાર્મિક સ્વાતંત્ર્ય આપ્યું અને બીજી બાજુ તેમની અંગ્રેજી શિક્ષણ પ્રણાલિકાથી અમારી વિશ્વમાં અદ્વિતીય એવી ધાર્મિક કલ્પનાઓરૂપી ઇમારતના પાયાના પત્થરો એક પછી એક હળવે હળવે

કાઢવાના પ્રયાસો શરૂ કરી દીધા, અને ઇમારત પડી ન જાય તે માટે ખાલી પડેલી જગામાં પોતાની બનાવટી કલ્પનાઓ રૂપી માટીના ઢેફાં મૂકતા હતા. આ વાત તેઓ એટલી બધી કુનેહથી–ચાલબાજીથી–કરતા હતા કે ભલભલા મુત્સદ્દીઓ પણ તેમની જાળમાં ફસાયા હતા, કોઇને તેમની બાજી સમજાતી ન હતી, આથી તેમની આ નવીન કલ્પનાઓની અસર દેશના તે કાલના વિદ્વાન્ કે અવિદ્વાન્, તવંગર કે ગરીબ, બાલ કે વૃદ્ધ, પુરૂષ કે સ્ત્રી, સર્વેના ઉપર ધીમે ધીમે થવા માંડી હતી. વિશેષ તો શું, તેમની B A. અને M. A., વિગેરે ઉપાધિઓ પ્રાપ્ત, બુદ્ધિમાન્ ભારતીઓ તેમના તત્ત્વજ્ઞાનના ભાટ થયા હતા! વહેતા રહેલા પ્રવાહમાં પડીને તણાઈ જવું, કયાં તો ફૂંકાઇ રહેલા નવીન વાતાવરણના જોસબંધ પવનથી ડરીને ભાગી જવું–આ બે સિવાય ત્રીજો માર્ગ તે જમાનાની સર્વસામાન્ય વ્યક્તિઓ માટે ન હતો. કોલસાની ખાણમાં જ હીરાઓ પાકે છે, તેમ તે કાળમાં પણ પોતાના જીવનરૂપી હીરાનો અન્યને પ્રકાશ આપનારા પ્રવાહ પતિત ન થયેલા તેમજ રૂઢિચુસ્ત પણ ન બનેલા કેટલાક માનવો હતા. શ્રી અપ્પણાના કેટલાક જીવન પ્રસંગોનું આપણે જે હાલ ટૂંકમાં વિહંગાવલોકન કર્યું તે પરથી તેઓશ્રીની ગણતરી પણ આ કક્ષાના તેજસ્વી અને તત્ત્વનિષ્ઠ સ્વદેશાભિમાની માનવોમાં કરવામાં કંઇ અતિશયોક્તિ જેવું તો નહિ લાગે.

શ્રી અપ્પણા તે કાળમાં સુધારક તરીકે ઓળખાતા હતા, પણ સુધારકની તે કાળની વ્યાખ્યા આજના કરતા જરા

જુદી હતી. આજે તો 'સુધારક એટલે ભગવાનને ન માનનાર અને બધી જૂની કલ્પનાઓને વિચાર કર્યા વગર ફેંકી દેનાર અને ગમે તેવી સારી કે ખરાબ નવી કલ્પનાઓને અપનાવનાર, તેમનો જ ભોક્તા કે પુરસ્કાર કરનાર.' તે કાળમાં 'સુધારક એટલે આસ્તિક રહીને જૂની કલ્પનાઓને યોગ્ય નિરીક્ષણ, પરીક્ષણ કરીને–પારખીને–વૈજ્ઞાનિક રીતે આચરનાર, જુની વાતો જુની છે તેથી ત્યાજ્ય નથી તેમને શાસ્ત્રની કસોટી પર ચઢાવીને–પારખીને–તેમની ત્યાજ્યાત્યાજ્યતા નક્કી કરનાર સુધારકો હતા' શ્રી અણ્ણા આ બીજા પ્રકારના સુધારક હતા. તેમનું શાસ્ત્રોનું અધ્યયન ઊંડુ ન હતું, પણ મૂલગ્રાહી વિવેચક બુદ્ધિમત્તાથી તેઓશ્રી કાર્યાકાર્યનો નિર્ણય ત્વરિત કરી શકતા હતા. જ્ઞાનેશ્વરી જેવા તાત્વિક ગ્રંથોનું સતત વાચન અને અધ્યાપન, સ્વાવલંબી જીવન, નિશ્ચિત જીવનધોરણ, સંતોષયુકત વર્તન–આ સર્વે વાતોથી એમનું જીવનકમળ ધીમે ધીમે પોતાની મીઠી સૌરભ પ્રસરાવતું વિકાસ પામતું હતું.

ધાર્મિક કલ્પનાઓ તરફ શ્રી અણ્ણા વૈજ્ઞાનિક પદ્ધતિથી કેવી રીતે જોતા હતા તે આપણે તેઓશ્રીના જીવનના એકાદ બે પ્રસંગો દ્વારા જોઈએ.

એક વખત તેમના પત્નીએ સ્ત્રીસુલભ સહજ સ્વભાવાનુસાર કહ્યું હતું કે, 'ભાગવતની સપ્તાહ બેસાડવી છે,' શ્રી અણ્ણાએ કહ્યું, 'તે સાંભળવામાં તને શું મળવાનું છે? તેમાંથી તારા જીવનમાં શું આવવાનું છે? તારી બુદ્ધિ શું સાત દિવસમાં તે સાંભળવાથી શુદ્ધ થશે? એક પુરાણીક આવીને

તે વાંચી જશે તેમાં તને શું સમજાશે ? માટે જો ખરેખર તારામાં કંઇ જાણવાની જિજ્ઞાસા જ ઉત્પન્ન થઇ હોય તો જ્ઞાનેશ્વરી, ભાગવત, રામાયણ, મહાભારત, વિગેરે ગ્રંથો તારી જાતે વાંચ અને જ્યાં સમજણ ન પડે ત્યાં મને પૂછજે. આમ કરીશ તો તારો કંઇક માનસિક કે બૌદ્ધિક વિકાસ થશે અને તે દ્વારાજ તું તારા ખરા કલ્યાણનો માર્ગ શોધી શકીશ.'

શ્રી અણ્ણા કંગાલ જરૂર હતા, પણ તેમનું દિલ ઉદાર હતું; આથી શાળામાં જ્યારે ત્રણ ચાર માસ પછી પાંચ સાત રજાઓ આવે ત્યારે બાળકોને ગીતાના બે ત્રણ અધ્યાયો મોઢે કરવાનું કહેતા, અને જેઓ સારામાં સારી રીતે કરી લાવે તેવા બે ત્રણ બાળકોને ઇનામ પણ પોતાના ખીસામાંથી પૈસા ખરચીને આપતા, આ રીતે ઇનામની લાલચથી બાળકોનો ગીતા પર પ્રેમ વધતો. કરશે કોઇ આમ બાળકોમાં સંસ્કાર પાડવા આજનો હેડમાસ્તર ? આજે તો કોઈ સારામાં સારી સંસ્થામાં માસિક દશ રૂપિયા આપવાના હોય તો પણ ધનિકો બીજાની પાસે ધર્માદા ટ્રસ્ટના નાણાંમાંથી ભરાવવા જાય છે. શ્રી અણ્ણા પોતે વ્યાયામના પ્રયોગો પણ બાળકો માટે યોજતા અને તેમને ઇનામ આપતા. પોતાને માટે તેઓ નકામો પૈસો પણ નહિ ખર્ચતા; પરંતુ આવા સામાજિક લોકોપયોગી કાર્યોમાં ઉદાર હાથે આપતા હતા. મુંબઇ શહેરમાં આવ્યા પછી 'બાઉના પક્કા'થી છ આનાની ગાડી કર્યા વિના 'કેનેડી બ્રીજ' સુધી ચાલતા આવતા, પણ બાળકો માટે વ્યાયામના પ્રયોગોમાં

ઇનામો વહેંચવાના હોય તો બીજા ધનિકો સાળાપાં ટીપ લઇને ફરશે અને ચાર આઠ આના ભરશે કે ભરાવશે, પણ શ્રી અણ્ણા તે કાળમાં પાંચ રૂપિયા આપતા અચકાતા ન હતા. તેઓશ્રી એમ ન વિચાર કરતા કે, 'ફલાણા શેઠે શું ભર્યું છે? જો તે આઠ આના ભરે તો મારે તો બે કે ચાર આના જ ભરવા જોઇએ; કારણ કે મારી પાસે તો તેમનાથી દશમા ભાગની પણ મૂડી નથી.'

શ્રી અણ્ણા જ્ઞાનેશ્વરીનું સતત વાચન કરતા હતા, અને દરરોજ સાંજે પોતાની શાળાના બધા શિક્ષકો ભેગા કરીને પ્રવચન પણ કરતા હતા. શ્રી અણ્ણા ભૂતપિશાચ, શુકન અપશુકન, શનિમંગળ, વિગેરે માન્યતાઓને પોતાના જીવનના કર્મયોગમાં પ્રાધાન્ય આપતા ન હતા. આથી તો ભૂત-પિશાચના ડરને લીધે ગામના બધા લોકો જે એક તળાવ પાસે જતા ડરતા હતા, ત્યાં ઉપયોગના અભાવે કાદવ ભેગો થયો હતો, તે શ્રી અણ્ણાએ જાતે એકલા જઇને દૂર કર્યો હતો. હાલ તેમના રોહા ગામમાં એક તળાવ છે. પહેલા ત્યાં કાદવ ખૂબ હતો, પણ લોકોની માન્યતા એમ હતી કે ત્યાં ભૂત છે, તેથી કોઇ તે કાદવ દૂર કરવા પ્રયત્ન કરતા ન હતા, અને ત્રણ માઇલ દૂર ગામ બહાર પાણી ભરવા જતા હતા. શ્રી અણ્ણાને આ વાતની ખબર પડતાં તેમણે મ્યુનિસિપાલિટીને આ કાદવ દૂર કરવા અરજી કરી, પાસ કરાવી; પણ કોઇ મજૂર બમણી મજૂરી આપવા છતાં આવવા તૈયાર થયો નહિ, તેથી શ્રી અણ્ણાએ જાતે પાવડો, કોદાળી લઇને કાંદવ દૂર કરવા માંડયો. શુરૂઆ આ કામ

ફરે છે એમ ગામના નિશાળીયાઓને ખબર પડી એટલે તેઓ બધા નિશાળ છોડીને ભાગી ગયા અને ઘેર જઇ પાવડો, કોદાળી લઈ આવી ગુરૂજીને મદદ કરવા મડી ગયા આ દૃશ્ય જોઇને ગામના લોકો તો અવાક્ જ બની ગયા, મજૂરોને પણ શરમ આવી અને તેમને લાગ્યું કે, 'જો ભૂત આ બાળકોને કંઇ કરતું નથી તો પછી અમને શું કરશે?' અને તેઓ કામે લાગી ગયા, પરિણામે તળાવ સ્વચ્છ, સુંદર, રમણીય અને લોકોપયોગી થયું

એક દિવસ તેમના પૌત્રને–આપણા હાલના પૂ. શ્રી વે શા. સં. પાંડુરંગ શાસ્ત્રીજીને–સૌ સરસ્વતીબાઇએ (શ્રી અણ્ણાના પત્નીએ) બહાર જતી વેળા કહ્યુ હતુ, 'બચ્ચા! હમણા બિલાડી આડી આવે છે, બહાર જઇશ નહિ' શ્રી અણ્ણા આ સાંભળીને એકદમ બોલ્યા હતા, 'તને ખબર છે, આ મારા પૌત્રને કેવા વાતાવરણમાં રહેવાનું છે? તેને આવા ખોટા વહેમોથી ડરાવ નહિ તેને કેવળ ઇશ્વરનોજ ડર રાખવાનું કહેજે પ્રભુને નમસ્કાર કરીને તથા કર્મયોગ ઉપર વિશ્વાસ રાખીને બહાર જવાનું કહેજે.' તેમના પુત્રવધૂને પણ કોઇવાર તેમનો આ વહાલો પૌત્ર રડે ત્યારે 'બાવો આવ્યો છે' કહીને છાનો રાખતા જુએ તો કહે કે, 'બાળકને જો ડર જ બતાવવો હોય તો તમારો–માતા પિતાનો–જ બતાવજો, બાહ્ય વસ્તુઓથી ડરાવશો નહિ તમારૂં ન માને તો જરૂર પડે બે તમાચા પણ મારજો.' આ રીતે આપણે જોઇ શકીશું કે શ્રી અણ્ણા કેટલા બધા દીર્ઘદૃષ્ટા હતા–ભવિષ્યકાળનું વાતાવરણ તેમની આંખ સામે કેટલું સુસ્પષ્ટ હતું. તેઓ

માનતા હતા કે તેજસ્વી અને કર્મયોગી માનવો જ પ્રવાહ-પતિત થયા વિના રૂઢિથી પર રહીને પોતાનું જીવન માનવ તરીકે વિતાવી શકે છે. શ્રી અણ્ણાની આ બધી માન્યતાઓને લીધે તો તે જમાનાના સગા બાપનું કહ્યું પણ ન માને તેવા યુનીવર્સિટીના પદવીધારી ગ્રેજ્યુએટ યુવાનો પણ તેમની આસપાસ તેમના અનુયાયીની જેમ ફરતા હતા; કારણ કે તેઓને તેમના જીવનમાંથી અનેક પ્રેરણાઓ મળતી હતી. આટલુંજ નહિ, તેમનું જ્ઞાનેશ્વરીનું પ્રવચન સાંભળવા પણ તેઓ જતા હતા.

કેવળ શ્રી અણ્ણા જ આવા તેજસ્વી હતા એમ ન હતું, તેમના પત્ની સૌ. શ્રી. સરસ્વતીબાઇને પણ પીઅરમાં તેજસ્વીતા, કરકસરતા, અતિથિનું સ્વાગત કેમ કરવું, વિગેરે શિક્ષણ મળ્યું હતું. તેમને ત્યાં દારિદ્રયની લહરી હતી, છતાં પણ ગૃહજીવનમાં આનંદનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું; કારણ કે સંતોષ કે આનંદ, પૈસા, અધિકાર કે સત્તામાં નથી; પરંતુ માનસિક કલ્પના પર તેનું અવલંબન છે. પતિને ઘેર ગયા પછી પતિની સાંપત્તિક સ્થિતિ પ્રમાણે પોતાની માનસિક અભિલાષાઓ અને મહત્ત્વાકાંક્ષાઓનું સમાધાન કરવું, પતિના સ્વભાવાનુસાર પોતાનો સ્વભાવ રાખવો, પતિના પ્રિયાપ્રિય પ્રમાણે પોતાના પ્રિયાપ્રિય બદલવા, પતિને નાપસંદ વાતને મનમાં પણ ન આવવા દેવી, વિગેરે વાતોનું આચરણ આર્યસ્ત્રીઓના જીવનમાં જોઇને બુદ્ધિમાનનું પણ મસ્તક, ખરેખર, તેમને નમ્યા વિના રહેતું નથી. સાસરે જતી બાળકીને ઉપદેશ કરવાની ભારતીય

પદ્ધતિ જુઓ! मर्तुर्विप्रकृतापि रोषणतया म हम प्रतीपं गम । —પતિ પ્રકૃતિ અનુસાર કદાચ ગુસ્સે થાય તો પણ તું સામી ગુસ્સે ન થઇશ. સૌ. શ્રી સરસ્વતીબાઇ પણ તેજ પ્રમાણે સાત્વિક પ્રકૃતિવાળા, અંતઃકરણના પ્રેમાળ તેમજ ઉદાર અને વ્યવહારકુશળ તો હતા જ; પરંતુ પતિના દીર્ઘકાલીન સહવાસથી તેમના જીવનમાં પણ ધાર્મિક બાબતો પ્રત્યે વૈજ્ઞાનિક રીતે વિચાર. કરવાની ટેવ આવી હતી.

પ્રિય વાચક! તને લાગશે કે આ બધી ગડબડ શું છે? આ પુસ્તકમાં ચરિત્ર કોનું લખેલું છે, પૂ. વે. શા. સં. શ્રી. વૈજનાથ શાસ્ત્રીજીનુ કે તેમના પિતાશ્રીનું? 'मातृवान् पितृवान् आचार्यवान् पुरुषो वेद।' શીર્ષક આપેલ આ પ્રકરણને, જે આપ્યું છે તે યથાશક્તિ સાર્થ કરવા આ પ્રકરણ લખાયું છે એમ ઊંડો વિચાર કર્યા બાદ તને જરૂર લાગશે; કારણ કે આમાં યથાશક્તિ, યથામતિ બતાવવામા આવ્યું છે કે, 'સુપુત્ર-દિવ્ય, તેજસ્વી, ધાર્મિક અને જગતને માર્ગદર્શક એવો પુત્ર-પ્રાપ્ત કરવામાં માતાપિતાનુ જીવન પણ કેવું હોવું જોઇએ જેના માતાપિતા ધ્યેયનિષ્ઠ, અને તેજસ્વી હોય તેના જ પુત્રો—સંતાનો—તેવા થાય છે.

कुलं पवित्रं जननी कृतार्था
वसुंधरा पुण्यवती च येन ।

'કુલદીપક, માતાની કૂખ ઉજાળનારા અને પૃથ્વીને પાવન કરનારા-પુત્રો પ્રાપ્ત કરવા માતાપિતાની પણ દીર્ઘકાલની તપશ્ચર્યા જોઇએ.' આ રીતે જેઓનું જીવન ધ્યેયનિષ્ઠ, પવિત્ર,

તેજસ્વી અને વૈજ્ઞાનિક પદ્ધતિ પ્રમાણે ધાર્મિક રીતિરિવાજો પાલન કરનારૂં હતું, તેવા પ્રવાહપતિત ન થનારા, તથા સામાજિક રૂઢિઓથી પર રહેનારા સ્વદેશાભિમાની દંપતીને ઘેર શકે ૧૮૦૯ના સુર્વજિન્ નામના સંવત્સરમાં કાર્તિક વદ ચોથને દિવસે–સંકષ્ટિ ચતુર્થીને દિને–રાત્રે આકાશમાં જ્યારે ચંદ્રોદય થતો હતો અને લોકો તેનું દર્શન કરીને ભોજનનો પ્રબંધ કરતા હતા, ત્યારે વિશ્વને માટે પોતે સંકટ વેઠીને વિશ્વનું સંકટ નિવારવાની અભિલાષાવાળા આપણા પુસ્તકના પ્રાણદાતા પૂ. વે. શા. સં. શ્રી વૈજનાથ શાસ્ત્રીજીનો જન્મ થયો હતો. તેમના જન્મ પહેલા થોડા દિવસ આગળ તેમના પૂ. માતુશ્રી સૌ. શ્રી. સરસ્વતી બાઇને એક વખત રાત્રે સ્વપ્નમાં અદૃષ્ટપૂર્વ અદ્ભુત પ્રકાશનું દર્શન થયું હતું. આ સ્વપ્નની વાત તેમણે તે વખતે પીઅરમાં હતા તેથી પોતાના પૂ. પિતાશ્રીને કહી હતી, ત્યારે પિતાશ્રીએ જવાબ આપ્યો હતો, 'અંબે! આ તારે માટે સુયોગસૂચક ચિહ્ન છે, તને પુત્ર તો થવાનો જ છે, પરંતુ તે સામાન્ય પુત્ર નહિ થાય–કુલદીપક થશે.' સા. શ્રી અંબુતાઇના પૂ. પિતાશ્રીના આ શબ્દો ખરા હતા કે નહિ તે સર્વે વાચક તેમના જીવનપ્રસંગોના વાચનથી જોઇ શકશે અને તેમના સમાગમમાં આવનાર અન્ય સજ્જનો પોતે જ પોતાના અનુભવ પરથી અનુમાન કરી લે, લેખકોએ તે કહેવાની કંઇ જરૂર નથી.

આવા તત્ત્વનિષ્ઠ અને તેજસ્વી છતાં પણ પરમ પ્રેમાળ માતાપિતાએ जन्मना जायते शूद्रः संस्कारद् द्विजउच्यते । –નિયમાનુસાર પોતાને ત્યાં જન્મ લઈ આવેલા બાલકને

અન્ય સામાન્ય બાલકોની માફક કેવળ રમતગમત કે મિષ્ટાન્ન ખાવાની મજાનો જ આનંદ ન માણવા દેતા, તે ભાવિમાં માનવ તરીકે પોતાનું જીવન વિતાવવા યોગ્ય અને એવા સંસ્કારો બચપણથી જ આપવાની શરૂઆત કરી હતી 'ધાર્મિક આચરણ માનવે પળિયાં આવ્યા પછી જ કરવાનું હોય છે'—આમ માનનાર આ માતાપિતા ન હતા, તેઓ માનતા હતા કે, कौमारे आचरेद् प्राज्ञ धर्मान् भागवतानिह।— બચપણથી બાલકે ભાગવત ધર્મોનું આચરણ કરતાં શીખવું જોઈએ'

આ સંસારરૂપી બાગના પ્રભુ માલિક છે, અને પ્રત્યેક માતાપિતા પોતાના મર્યાદિત અને પરિસીમિત ક્ષેત્રમાં તે બાગના માળી છે સંસારમાં આવનાર પ્રત્યેક નવીન જીવાત્મા, તે બાગની શોભામાં અભિવૃદ્ધિ કરનાર, પ્રેક્ષકોના મનને આનંદ આપનાર અને માળીને કર્મયોગમાં રત કરીને તેની પ્રેમ અને ત્યાગની ભાવનાઓને વિકસાવનાર, અવિકાસિત પુષ્પની કળી છે આ અવિકસિત કળીનો વિકાસ સ્થૂલ માળી જેમ નિયમિત પાણી આપીને કરે છે તે પ્રમાણે માતાપિતાએ પણ સંસ્કારરૂપી પાણીના સિંચનદ્વારા કરવો જોઈએ અનેક ઉદ્યાનવાળા લૌકિક શેઠ જેમ ઇચ્છા થઈ આવે ત્યારે સહેજ વિભિન્ન માળીઓનું કર્તૃત્વ નિહાળવા નીકળી પડે છે, ત્યારે ઉત્કૃષ્ટ કર્તૃત્વવાન્ માળીના બાગમાં જ જેમ આરામ લે છે, તે પ્રમાણે આ વિરાટ્ સંસારરૂપી ઉદ્યાનના માલિક પ્રભુ પણ જ્યારે વિહાર કરવાની અભિલાષાથી નીકળે અને ફરતા ફરતા પૃથ્વીલોક

પર આવે ત્યારે પોતાના જ ઉદ્યાનમાં બે ઘડી વિસામો લે એવી અભિલાષાવાળા પ્રત્યેક માનવોએ–માતાપિતાએ–પોતાને મળેલી અવિકાસિત કળીનો યોગ્ય વિકાસ પોતાની પ્રેમ અને ત્યાગની ભાવનાને ઉદ્દીપિત કરતાં કરતાં સંસ્કાર-રૂપી પાણીના સિંચનદ્વારા કરવો જોઇએ. જેઓ આ પ્રમાણે પરિશ્રમ કરે છે તેઓજ પોતાના બાલપરિવાર સહિત ગૃહ-જીવનમાં પરસ્પર આનંદ અને પ્રેમનું વાતાવરણ નિર્માણ કરી શકે છે, તેમના જ ગૃહસ્થાશ્રમને આપણા પ્રાચીન ઋષિ-મુનિઓ મુક્તકંઠે પ્રશંસા કરતા કરતા કહી ગયા છે કે 'धन्यो गृहस्थाश्रमः ।' જેઓ આ નથી કરી શકતા તેઓને પોતાના જ બાલકો આગળ જતા ભારરૂપ થાય છે, પોતાના જ પરિવારથી તેઓ કંટાળે છે અને જાતે જ કહે છે, 'धिक् धिक् गृहस्थाश्रमः ।'

પ્રત્યેક માતાપિતા પોતાના બાલકના શારીરિક વિકાસની દેખરેખ તો રાખે છે. તેઓ જુએ છે કે, બાળક બીમાર તો નથી પડતું ને, કદાચ બીમાર પડે તો દવા પણ કરે છે, પરંતુ પછી તે બાળકના શારીરિક વિકાસ માટે તેઓ પોતાના ગાંડા-ઘેલા પ્રેમમાં તથા લોકવ્યવહારના મિથ્યા દેખાવોમાં તણાઇ જઇને વૈજ્ઞાનિક રીતે જે શારીરિક વિકાસ આયુર્વેદશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે થવો જોઇએ તેવો કરતા નથી. તેઓ સમજે છે કે, 'ખાવાનું જેટલું બાળક વધારે ખાય તેટલું જલદી હુષ્ટપુષ્ટ થાય', પરિણામે અપકવ દશામાં બાળક તેમની આ માન્યતાનો ભોગ બનીને મુડદાલ બની જાય છે, જો માતા-પિતાનું કે બાલકનું ભાગ્ય હોય તો–દવાના ઘુંટડાઓ પીને–તે જીવે છે, અને ભવિષ્યમાં કાર્યશક્તિહીન નિશ્ચેતન માનવની

જેમ પોને મળી શકતો નથી તેથી દિવસો પસાર કરે છે આજના કેટલાક સુશિક્ષિત વર્ગમાં આપણા દેશમાં જે બાળમરણનુ પ્રમાણ વધારે છે તેનું કારણ ધ્યાનમા આવ્યુ છે, તેથી તેઓ બાલકનો શારીરિક વિકાસ વૈજ્ઞાનિક પદ્ધતિથી કરવા પ્રયત્ન કરે છે પ્રારંભમાં બાલકને એકદમ અનાજનો ખોરાક ન આપતાં દૂધ, ફળ કે સૂકામેવા જેવો હલકો પણ તાત્વિક ખોરાક આપે છે, સવારે કે સાંજે ખુલ્લી હવામાં ફેરવે છે, અને રમતગમતમાં તેનું મન પરોવે છે આ લોકો પણ વિકાસની કેવળ એક જ બાજુ જુએ છે, તેથી તેમના બાલકો ભવિષ્યમાં નિરંકુશ સંસ્કારહીન આખલા જેવા થાય છે અને તેમને ત્રાસ આપે છે. માટે શારીરિક વિકાસ તરફ ધ્યાન આપનાર આજના સુશિક્ષિત માતાપિતાઓએ પણ 'કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે' એ સૂત્રને ધ્યાનમા રાખીને બાલકનો માનસિક વિકાસ પણ સુયોગ્ય સંસ્કારોદ્વારા કરવો જોઈએ કે જેથી તેનામાં બચપણથી જ ધર્મ અને સંસ્કૃતિ પ્રત્યે આદર નિર્માણ થાય, વિદ્વાનો અને વડિલોને જોયા પછી પૂજ્યત્વની ભાવનાઓ આવિર્ભાવ પામે, અને કુસંગતિ કે કુટેવોથી બચવાની શક્તિ આવે.

શ્રી અણ્ણાએ આ સર્વે વાતો ધ્યાનમાં રાખીને પોતાના પુત્ર પૂ વે શા સં. શ્રી વૈજનાથ શાસ્ત્રીજીને બચપણના પ્રથમિક સંસ્કારોનું શિક્ષણ તેમને પ્રથમિક શાળામાં મળી રહેલા ચાલુ શિક્ષણની સાથે સાથે આપ્યું હતું આ રીતે પૂ વે શા. સં. શ્રી વૈજનાથ શાસ્ત્રીજીએ પિતાનુ સાન્નિધ્ય મરણ સુધી ૨૦ થી ૫૧ થયા ત્યાં સુધી મેળવ્યું હતું.

## પ્રકરણ બીજું

" વિદ્યાભ્યાસ "

સંસારના પાટાઓ ઉપર દોડતા પહેલાં માનવ શરીરરૂપી આગગાડીને કયા કયા કારખાનાઓમાં ફરવાનું છે તે કોણ કહી શકશે? કયા કયા એન્જિનીઅરોની કલાશક્તિ દ્વારા તેનો વિકાસ ઘડાવવાનો છે તે કોને જ્ઞાત છે? કારણ કે સ્વાવલંબી બનીને સ્વાત્મશક્તિ દ્વારા માનવ પોતાની જીવનશક્તિનો વિકાસ યોગ્ય રીતે કરી શકે તે માટે જીવનયંત્રને સુસજ્જ બનાવવા આ બધું કરવું પડે છે.

પૂ. વે. શા. સં. શ્રી વૈજનાથશાસ્ત્રીજી મરાઠી પાંચમીથી શિક્ષણ લેવા પોતાના મોસાળ વરસઇ ગયા હતા. 'પુત્રના લક્ષણ પારણામાં જણાય'–તે નિયમાનુસાર બાળક મોટા થયા પછી કેવું થશે તે તેના બચપણના વર્તન ઉપરથી કહી શકાય છે. વિશ્વમાં જે જે અસામાન્ય કર્તૃત્વવાન, ધ્યેયનિષ્ઠ અને તત્ત્વનિષ્ઠ, સામાન્ય માનવ માટે આદર્શરૂપ એવા મહા-

પુરૂષો થઇ ગયા છે, તેઓની આ મહત્તાનું દર્શન બચપણમાંજ–જ્યાં માનસિક કે બૌદ્ધિક પરીક્ષા હોય તેવા વર્તનમાં–જણાઇ આવે છે. તેઓ સામાન્ય બાલક કરતાં પ્રથમથી જ કંઇ વિશેષ શક્તિ ધરાવતા હોય છે–તેમનું વર્તન પણ કંઇ ઓર જ પ્રકારનું હોય છે. તેમના આ વર્તનની રમણીયતા, સુમનોહરતા તથા તત્ત્વબોધકતા જ્યારે તેઓ મોટા થાય છે ત્યારે જ ખબર પડે છે. અસાધારણ બુદ્ધિપ્રતિભાવાળા પૂ. શ્રી સ્વામી વિવેકાનંદ બચપણમાં શાળામાં એક ખૂણામાં આંખો બંધ કરીને બેસી રહેતા હતા, પણ એકચિત્તથી શિક્ષકનો પાઠ સાંભળતા હતા. શિક્ષકને આ દ્રશ્ય જોઇને એક દિવસ લાગ્યું કે, 'આ તો ઘોરો ઊંઘે છે;' તેથી તેમની સાચવણી રહેલી નેતરનો ઉપયોગ કરવા આ બાળ નરવીરને પરીક્ષાર્થે એકદમ ગુસ્સે થઇને કહ્યું, 'શું આ તારા બાપાનો બગીચો છે કે જેમાં ઊંઘવા આવ્યો છે? બોલ મેં શું ભણાવ્યું?' શિષ્યે તો તરતજ તે દિવસનો નહિ પણ તે અઠવાડિયામાં અન્ય શિક્ષકોએ શીખવેલા પાઠો પણ કડકડાટ બોલી બતાવ્યા અને શિક્ષક તો માથું ખંજવાળતા ખંજવાળતા તેમના મોઢું જોઈ જ રહ્યા. આ રીતે શિષ્યની પરીક્ષા લેવા જતા શિક્ષક પોતે જ પરીક્ષાઇ ગયા. જે વખતની શાળામાં પૂ. વે. શા. મં. શ્રી વૈજનાથ શાસ્ત્રીજી અભ્યાસ કરતા હતા, ત્યાં એક દિવસ તેમને ઘેરથી તાજી વીઆયેલી ગાયના દૂધની મલાઈ ખાવા કોઇ બોલાવવા આવ્યું હતું. શિક્ષકે કહ્યું, 'તારે જવાનું નથી.' પૂ. શ્રી શાસ્ત્રીજીએ કહ્યું, 'મારે જવું છે અને જઇશ જ.' શિક્ષકે કહ્યું, 'હું ના

કેહું છું. છતાં પણ જો જાઉશ તો આનીશ ત્યારે છેલ્લો બેસાડીશ.' બાળહઠના નિયમ પ્રમાણે પૂ. શ્રી શાસ્ત્રીજી શિક્ષાની પરવા કર્યા વિના છાનામાના શિક્ષકને થાપ આપીને પાછલી બારીએથી કૂદીને દોડી ગયા અને ઘેર જઇ મલાઇનો આસ્વાદ લઇ આવ્યા. પાછા નિશાળે આવ્યા ત્યારે શિક્ષકે તેમને પોતાના શબ્દ પ્રમાણે છેલ્લા બેસાડ્યા. પૂ. શ્રી શાસ્ત્રીજી આવ્યા ત્યારે શિક્ષક વિદ્યાર્થીઓને પ્રશ્ન પૂછતા હતા, અને તે કાળમાં એવો નિયમ હતો કે જે વધુ પ્રશ્નોના જવાબો આપી શકે તે પ્રથમ નંબરે બેસે. શિક્ષક બધાને પ્રશ્નો પૂછતા હતા, પૂ. શ્રી શાસ્ત્રીજીનો પણ વારો આવ્યો, શિક્ષકે જાણી જોઇને તેમને અઘરા પ્રશ્નો પૂછયા હતા, છતાં પણ તે બધાના જવાબો પૂ. શ્રી શાસ્ત્રીજીએ બરાબર જ આપ્યા. પૂ. શ્રી શાસ્ત્રીજીના સદ્‌ભાગ્યે અન્ય કોઇ પણ વિદ્યાર્થી બધા પ્રશ્નોના જવાબ આપી શકયો ન હતો તેથી તેઓશ્રીને પ્રથમ નંબર મળ્યો, અને આ રીતે પ્રથમ આવ્યા બાદ તેઓએ મજાકમાં શિક્ષકને કહ્યું, 'કેમ હતો ત્યાં આવ્યો ને ?' અર્થાત્ આ દ્રષ્ટાંત પરથી આપણને ખબર પડશે કે બાળપણથી જ પૂ. શ્રી શાસ્ત્રીજી અસાધારણ બુદ્ધિપ્રતિભાવાન્ હતા.

આ રીતે મોસાળમાં રહીને મરાઠી ફાઇનલ પાસ કરી હતી; ત્યારબાદ તેઓશ્રી પાછા મૂળ સ્થાને-પિતાશ્રી પાસે- આવી ગયા. પૂ. શ્રી શાસ્ત્રીજી જ્યારે મરાઠી ફાઇનલ પાસ કરીને તેમના પિતાશ્રી શ્રી અણ્ણા પાસે ગયા હતા, ત્યારે ગામના તે જમાનાના કેટલાક લોકોએ શ્રી અણ્ણાને કહ્યું હતું કે, 'હવે આ બાળકને અંગ્રેજી ભણવા હાઇસ્કૂલમાં

મોકલો.' શ્રી અણ્ણાનો વિચાર તો પ્રથમથી જ પોતાના કોઇ પણ એક બાળકને ભારતીય તત્ત્વજ્ઞાનનો ઊંડો અભ્યાસ કરાવવાનો હતો, પૂ. શ્રી શાસ્ત્રીજીને બચપણથી જ સંસ્કૃત ભાષા તરફ રૂચિ હતી–તેઓશ્રી તેમાં રસ લેતા હતા, તેથી તેમના પિતાશ્રીએ વિચાર કર્યો હતો કે, 'આપણે વૈજનાથને સંસ્કૃત ભણાવીશું.' આથી અણ્ણા પૂ. શ્રી શાસ્ત્રીજીને સંસ્કૃત શીખવવા કોઇ પાઠશાલામાં મોકલવાનો વિચાર કરતા હતા. શ્રી અણ્ણાના મિત્રોને જ્યારે તેમના આ વિચારની ખબર પડી ત્યારે તેઓએ જેમ આજે આપણે માનીએ છીએ તેવી માન્યતાથી પ્રશ્ન કર્યો, 'શું આ તમારો પુત્ર નિર્બુદ્ધ છે કે જેથી તેને સંસ્કૃત પાઠશાલામાં મોકલવાનો વિચાર કરો છો?' શ્રી અણ્ણાએ કહ્યું, 'નિર્બુદ્ધોનો શાસ્ત્રોમાં પ્રવેશ થઇ શકતો જ નથી, તેઓ તો શાસ્ત્રોથી દૂર ભાગે છે અને આજીવિકા માટે કર્મકાંડ કે થોડું સંસ્કૃત સાહિત્ય જાણવા પંચ મહાકાવ્યો વિગેરેનો અભ્યાસ કરે છે. મારા પુત્રને તો મારે શાસ્ત્રોમાં સિંહ એવા ન્યાય અને વ્યાકરણ બન્નેમાં પારંગત કરવો છે, તેથી જ તેને પાઠશાલામાં મોકલવાનો વિચાર કરૂં છું. મને ખાત્રી છે કે તે મારી અભિલાષાઓ પૂર્ણ કરશે, અને ભારતીય સંસ્કૃતિના તત્ત્વજ્ઞાનનો યથાશક્તિ ફેલાવો કરશે.'

આપણે હમણાં જ જોઇ ગયા કે શ્રી અણ્ણા તેમના સુપુત્ર માટે યોગ્ય પાઠશાલાની શોધમાં હતા, તાત્કાલીક તેવી પાઠશાલા ન મળવાથી તેઓશ્રીએ ગામેગામ ફરીને ભાગવતની કથા વાંચનાર એક પુરાણીક શ્રી હરિશાસ્ત્રી

પળનીટકરને પૂ. શ્રી શાસ્ત્રીજીને સુમત કર્યા હતા. આ શ્રી હરિશાસ્ત્રી પળનીટકર ગામે ગામ ફરીને ભાગવતની કથા વાંચતા હતા, તથા પુરસદના સમયે પૂ. શ્રી શાસ્ત્રીજીને સંસ્કૃત શીખવતા હતા. સ્વભાવમાં તેઓશ્રી અન્ય દુર્વાસા-ઋષિ હતા. પૂ. શ્રી શાસ્ત્રીજી તેમની સાથે દરેક સ્થળે જતા હતા અને બ્રહ્મચર્યાશ્રમના ધર્મ પ્રમાણે ભિક્ષાદ્વારા જે મળે તેના વડે ઉદરપોષણ કરતા હતા. તેમનો સ્વભાવ માતાપિતા તરફથી તથા મોસાળપક્ષમાંથી મળેલા સંસ્કારોને લીધે પ્રેમાળ, નમ્ર અને વિનયી થયો હતો. અર્જુનની જેમ તેઓશ્રીએ પોતાના બુદ્ધિપ્રભાવથી તથા ચંદ્ર જેવા શીતલ સ્વભાવથી ગુરૂનું મન આકર્ષી લીધું હતું, તેથી તેઓશ્રી ખાસ ગુરૂસ્વભાવનો ભોગ થઈ પડતા ન હતા, એટલું જ નહિ, ગુરૂનો પ્રેમ તેમના ઉપર તેમના પુત્ર કરતાં પણ સવિશેષ થયો હતો. એકાદ વર્ષ આ ગુરૂની સાથે તેઓશ્રી ફર્યા હતા, તેમનું જીવન આ પ્રવાસ તથા સહવાસથી તપસ્વીને યોગ્ય એવું સંયમી બની ગયું હતું. બાહ્ય તથા આંતરિક શીતોષ્ણ અને ભૂખતરસના દ્વન્દ્વો સહન કરી શકતા હતા, માનવી સ્વભાવનો પણ તેમને યોગ્ય અભ્યાસ થયો હતો તેથી તો તેઓશ્રી આજે પણ ગમે તેવી વ્યક્તિ સાથે તેના સ્વભાવાનુકૂલ વર્તન કરીને પ્રિય થઇ પડે છે. પરંતુ આ તો કેવળ શારીરિક વિકાસ કહેવાય, આજ કંઇ માનવજીવનનું અંતિમ ધ્યેય નથી અને આથી વિશેષ ગુરૂ પાસે કંઇ મળે એમ લાગતું ન હોવાથી શ્રી અણ્ણાએ તેમના સુપુત્રના જીવનનો અમૂલ્ય સમય વ્યર્થ ન જાય એ વિચારથી અન્ય

યોગ્ય ગુરૂની શોધ કરવા માંડી; કારણ કે કોલસા તો જ્યાં ત્યાં અથડાય પણ હીરાની તો શોધ જ કરવી પડે ને? શ્રી અણ્ણા પણ આ ન્યાયાનુસાર આજુબાજુના ગામમાં નિવાસ કરતા કોઇ સુયોગ્ય સુશીલ, સુસંસ્કારી અને વિદ્વાન પંડિતરત્નની તપાસ કરતા હતા. સતત પ્રયાસ બાદ તેમને નાગાવ ગામમાં શ્રી વામનશાસ્ત્રી ગાડગીલ અને શ્રી બાળશાસ્ત્રી ગાડગીલ નામક બંધુદ્વયની જોડી નજરમાં આવી. આ બન્ને તાજા વિદ્વાન્ પંડિતરત્ન હતા, પરંતુ આગળ કહ્યું તે પ્રમાણે 'प्रायेण हि ईश्वरा : मूर्खा : निर्धना अपि पंडिताः।' નો અચલ સૃષ્ટિ નિયમ તેઓને પણ લાગુ પડતો હતો, તેથી આ બંધુદ્વય પાઠશાલા કાઢવાનો જે વિચાર કરતા હતા તે ઝટ અમલમાં મૂકી શકતા ન હતા. કેટલાક દિવસ વિચાર વિનિમય કર્યા બાદ એક દિવસ વાત કરતાં કરતાં સહજ શ્રી બાળશાસ્ત્રીએ તેમના કનિષ્ઠ બંધુ શ્રી વામનશાસ્ત્રીને કહ્યું, 'વામન! આપણી પાઠશાલા ખોલવાની જે વાત છે તે હવે નિશ્ચિત છે. તમારા સર્વસંભારની જવાબદારી હું લઉં છું, પણ આપણે આ વાત જાહેર કરવાની નથી, તેમજ કોઇને કહેવા પણ જવાનું નથી. જેઓને ખબર પડે તેઓ સ્વેચ્છાએ જો પગે ચાલીને આપણે ઘેર આવે તો તેમને શાસ્ત્રોનો અભ્યાસ કરાવવાનો છે'—આ રીતે પાઠશાલા ચલાવવાની છે' શ્રી બાળશાસ્ત્રી ગાડગીલ વાક્પ્રભુત્વસંપન્ન હતા તેથી તેઓશ્રી ભિન્ન ભિન્ન સ્થળોએ શાસ્ત્રીય વિષયો પર પ્રવચનો આપીને અર્થોપાર્જન કરવામાં સમર્થ હતા, તેમના નાનાભાઇ શ્રી વામનશાસ્ત્રી ગાડગીલ અધ્યાપન કલામાં કુશલ હતા,

તેથી તેમને જીવનનિર્વાહની ચિંતામાંથી મુક્ત કરીને તન અને મનદ્વારા તે શક્તિઓના વિકાસાર્થે તથા જન-સમાજના કલ્યાણાર્થે આ મહદ્દકાર્યના પ્રારંભનો દિવ્ય વિચાર શ્રી બાળશાસ્ત્રી ગાડગીલે કર્યો હતો. હશે કોઈ આવા ઉદાર હૃદયના પ્રેમાળ, નિર્ધન છતાં પણ નિઃસ્વાર્થ ભાવે જાતે કષ્ટ વેઠીને માનસેવા કરનારા સર્વોદયવાંચ્છુ અશ્વિનીકુમાર જેવા ભાઇઓ ! આપણા ભારતદેશમાં જે પ્રાચીન શિક્ષણ પદ્ધતિ હતી તેમાં કોઇપણ જગાએ પૈસા લઇને વિદ્યાદાન કરવાનો આચાર ન હતો. આ કેટલી બધી ઉચ્ચ અને આદર્શ વિચારસરણી કહેવાય ! આમ થવાનું કારણ તેઓની એક જ માન્યતા હતી, અને તે એટલે એ કે, 'બધા પ્રકારના દાનોમાં વિદ્યાદાન જેવું કોઇ પણ મહાદાન નથી.'

આજનો વીસમી સદીનો જમાનો જાહેરાતનો જમાનો છે તેથી મરાઠી ભાષાની એક કહેવત પ્રમાણે, 'બોલનારના ખાટાં કરમદાં વેચાય અને ન બોલનારની મીઠી દ્રાક્ષ પણ લેવા કોઇ ન જાય'–થઇ રહેલું છે અર્થાત્ 'બોલે તેનાજ જ બોર વેચાય,' આથી તો બોલનારનાં કરમદાં પણ કોઇ વખત દ્રાક્ષના ભાવે વેચાઇ જાય છે. આજે તો વસ્તુસ્થિતિ કરતાં જાહેરાત અને આડંબરથી વસ્તુ કે કોઈપણ વાતની કિંમત વધારી દેવામાં આવે છે, પરંતુ શ્રી વામનશાસ્ત્રીનો જમાનો તો આપણને ન્યારો જ લાગશે; કારણકે તેઓએ પાઠશાલા ખોલવાનો વિચાર કર્યો હતો પણ તેની જાહેરાત, વર્તમાનપત્રમાં પ્રસિદ્ધિ, સ્મારક, ફંડ, કે ટ્રસ્ટ વિગેરે આધુનિક ખટપટોથી અલિપ્ત રહેવાનો વિચાર કર્યો હતો. તેઓશ્રીની આ પ્રથા હતી છતાં

પણ 'केनद्रीतमगमागातुं स्वयं गच्छन्ति षट्पदाः ।' ના સૂત્ર પ્રમાણે વિદ્યારૂપી મધનું આસ્વાદન લેવા છાત્રરૂપ ભ્રમરોના ઝુંડે ઝુંડ પાઠશાલાની સમીપમાં આવવા લાગ્યા હતા. આ સર્વેને નિવાસ કરવા તથા અભ્યાસ કરવા ગુરૂએ એક જુદું ઘર આપ્યું હતું. શિષ્યો બ્રહ્મચર્યાશ્રમના નિયમ પ્રમાણે ભિક્ષાન્નથી નિર્વાહ કરતા હતા. પૂ. શ્રી. શાસ્ત્રીજી પણ પાઠશાળા ખુલ્યા બાદ થોડા દિવસોએ ત્યાં આવી ગયા હતા અને અન્ય સમવયસ્ક સહાધ્યાયીઓની સાથે 'Plain living and high thinking' ના આર્ષ સિદ્ધાંતપ્રમાણે જીવનના અમૂલ્ય દિવસો પસાર કરતા હતા. અહીં તેમનો અભ્યાસ સુસંબદ્ધતાથી ક્રમશઃ દિનપ્રતિદિન આગળ ચાલતો હતો. પૂ. શ્રી શાસ્ત્રીજીએ શરૂઆતથી શાસ્ત્રોમાં સિંહ જેમને કહી શકાય તેવા ન્યાય અને વ્યાકરણ શાસ્ત્રનો અભ્યાસ ગુરૂ પાસે કરવાનો વિચાર રાખ્યો હતો; કારણકે ન્યાય અને વ્યાકરણના અભ્યાસથી માનવ તર્કનિષ્ઠ અને વિચારવંત બની શકે છે, તે પ્રવાહપતિત થતો નથી, તેની મેધાશક્તિ જાગૃત થાય છે, તેથી તેને તત્ત્વજ્ઞાનના કઠિનમાં કઠિન વિષયોમાં પ્રવેશતા વાર લાગતી નથી, વિષયના ઊંડાણ સુધી પહોંચવાની તેનામાં શક્તિ આવે છે તથા સારાસારનો વિવેક પણ તે ત્વરિત કરી શકે છે, તેથી રૂઢિચુસ્ત બનતો નથી અને 'सो बुद्धेः परतस्तु सः ।' ને ઓળખી શકે છે—જાણી શકે છે, ધર્મશાસ્ત્રોના મૂળભૂત સિધ્ધાંતોનો યથાર્થ સમન્વય કરીને તેમનો તુલનાત્મક તથા વિવેચનાત્મક અભ્યાસ કરી શકે છે—જીવનમાં ઉતારી શકે છે. પૂ. શ્રી શાસ્ત્રીજીને અહીં એક શ્રી વિનાયક શાસ્ત્રી નામક સહાધ્યાયી

સાથે ગાઢ મિત્રતા થઈ હતી, અને તે ચિરકાળ ટકી પણ રહી હતી. આ મૈત્રીનો ઉલ્લેખ આપણે આગળ કરીશું.

સત્યવૃત્તિથી ચાલનારા કાર્યનો હંમેશા ઉત્કર્ષ જ થાય છે, તેથી શ્રી વામનશાસ્ત્રી જેવા આદર્શ અને પ્રેમાળ અધ્યાપક અને પૂ. શ્રી. શાસ્ત્રીજી તથા શ્રી વિનાયક શાસ્ત્રી જોષી જેવા અન્ય સુંદર વિદ્યાપિપાસુ વિદ્યાર્થીઓના સુમેળથી પાઠશાલાએ લોકોના હૃદયમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું હતું. ત્યાં થઇ રહેલો રાત અને દિવસ શાસ્ત્રાધ્યયનનો પુનિતઘોષ આજુબાજુના વાતાવરણને પવિત્ર કરતો હતો.

શ્રી વામનશાસ્ત્રી ન્યાયપારંગત હતા, પરંતુ તેમની પાસે આવનારા પૂ. શ્રી શાસ્ત્રીજી તથા શ્રી વિનાયક શાસ્ત્રી જોષી જેવા વિદ્યાર્થીઓને તો ન્યાય અને વ્યાકરણ બન્ને શાસ્ત્રોનો અભ્યાસ કરવો હતો, એટલે શ્રી વામનશાસ્ત્રીએ પોતે શિષ્યોને ભણાવવા વ્યાકરણનું અધ્યયન શરૂ કર્યું હતું. આપણને ખબર જ છે કે વ્યાકરણનો અભ્યાસ એ કોઇ સાધારણ નવલકથા વાંચવા જેવો અભ્યાસ નથી, તેમાં પણ 'પરિભાષેન્દુશેખર' અને 'લઘુશબ્દેન્દુશેખર' જેવા ગ્રંથો ભણાવવામાં તો ગુરૂની બુદ્ધિની બુદ્ધિમાન્ બાળકો પાસે અગ્નિપરિક્ષા જ થાય છે. જેઓ વ્યાકરણશાસ્ત્રી હોય તેઓને પણ આ ગ્રંથોનું અધ્યાપન કરાવતી વેળાએ ખૂબ જ સાવધાન રહેવું પડે છે, તો પછી જે જાતે ન્યાયશાસ્ત્રી હતા–વ્યાકરણનો જેમને કક્કો પણ આવડતો ન હતો–તે જ્યારે શિષ્યોને આ ગ્રંથોનું અધ્યાપન કરાવે, એટલું જ નહિ, શિષ્યોની બુદ્ધિપ્રતિભાને પોતે જે અભ્યાસ કરાવે તેમાં જ મર્યાદિત ન કરતાં તેમને

તે ગ્રંથોમાંથી કોઇપણ ઠેકાણેથી ગમે તે પ્રશ્ન પૂછવાની છૂટ આપે–આ શ્રી વામનશાસ્ત્રીની અધ્યાપન પદ્ધતિનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે બુદ્ધિના વૈચારિક પ્રવાહો ત્યાં જ સ્થિર થઇ જાય છે, મનની કલ્પના શક્તિ મંદ પડી જાય છે અને સરસ્વતી માતાની કૃપા કેવી હોય તેના તાદૃશ દ્રષ્ટાંતમય તેમની બુદ્ધિપ્રતિભા લાગે છે. અર્થાત્ એમ લાગે છે કે શ્રી વામનશાસ્ત્રી પર સરસ્વતી માતાની પૂર્ણકૃપા હતી–ચારે હાથ હતા. શ્રી વામનશાસ્ત્રી પોતે ન્યાયપારંગત હતા એટલે શિષ્યોને વ્યાકરણનું અધ્યાપન કરાવવા દરરોજ રાત્રે બે વાગ્યા સુધી બીજે દિવસે શિષ્યોને જે પાઠ આપવાનો હોય તેનું અધ્યયન કરતા હતા. આ ન્યાય અને વ્યાકરણ શાસ્ત્રો શું છે, તેની કલ્પના પણ જેઓને નહિ હોય તેઓને આ બધું અપ્રસ્તુત પ્રશંસા જેવું લાગશે–ભાષા લાલિત્ય માટે કેવળ શબ્દ રમત લાગશે. પૂ. શ્રી શાસ્ત્રીજી ખરેખર .વિદ્યાભ્યાસના કાળમાં ભાગ્યશાળી જ કહેવાય; કારણ કે તેમને આવા અદ્વિતીય ગુરૂ પાસે અધ્યયન કરવાનો સુયોગ સાંપડ્યો હતો. શ્રી વામન શાસ્ત્રી સિવાય જો કોઇ અન્ય સામાન્ય વ્યક્તિ હોય તો પોતે જેનો અભ્યાસ ન કર્યો હોય તેનું અધ્યાપન કરાવવાનું સાહસ કદિ એટ નહિ. પૂ. શ્રી શાસ્ત્રીજીના જીવનની આ એક અનુપમ ઘટના કહેવાય; કારણ કે કેટલીકવાર માનવ પામે બુદ્ધિ તો હોય છે, પણ તેનો વિકાસ કરનાર યોગ્ય ગુરૂ ન મળી આવવાને કારણે વ્યર્થ જાય છે પૂ. શ્રી શાસ્ત્રીજીનું વ્યાકરણ તરફ અભિરૂચિવાળું જે બુદ્ધિરૂપી અવિકસિત કમળ હતું તેનો વિકાસ કરનારી જે આદર્શ વ્યક્તિ તેમને મળી તે

માટે તેઓશ્રી હજી પણ કેટલીકવાર કહે છે કે, 'તે સર્વે પ્રભુકૃપાનું પરિણામ છે.' આવા પારસમણિ જેવા ગુરૂ હતા તેથી તો પૂ. શ્રી. શાસ્ત્રીજીનું વિદ્યાર્થીજીવનરૂપી પુષ્પ ઉત્તમ રીતે વિકાસ પામ્યું હતું, અને તેમની બુદ્ધિ પણ સુવર્ણ જેવી શુદ્ધ થઇ હતી.

શ્રી વામનશાસ્ત્રીના સંસારમાં પણ લક્ષ્મીનો કોપ દેખાતો હતો. વિદ્યાવ્યસની હતા તથા સાત્ત્વિક હતા તેથી જીવનમાં ગાંભીર્ય હતું, અને સમાધાની વૃત્તિ હોવાથી સંતોષ આવ્યો હતો. આ સાત્ત્વિક ગાંભીર્ય અને સંતોષી વૃત્તિને લીધે તેઓ શ્રી કંગાળ હતા પણ દીન નહતા, ઘરમાં અન્ન પવિત્ર કરવા જેટલું પણ ઘી કેટલીકવાર ન રહેતું ત્યારે તેઓશ્રી વિનોદમાં સહજ કહેતા કે, 'અરે! બ્રાહ્મણનું અન્ન તો પવિત્ર જ હોય, તેને કંઇ શુદ્ધિની જરૂર હોય? માટે ઘી નાંખીને કોણ અપવિત્ર કરે?' પ્રેમળવાતાવરણરૂપી વેલનો વિકાસ ગરીબાઇમાં જેટલો થાય છે, તેટલો શ્રીમંતાઇમાં થતો નથી; કારણ કે શ્રીમંતાઇમાં તો વેલને વિકાસ પામતાં પહેલાં જ સત્તા અને સંપત્તિની કામનાઓરૂપી કીડાઓ કોરી ખાય છે અને જર્જરિત બનાવી દે છે. વળી તેને સંસ્કારરૂપી જલનું સિંચન પણ થતું ન હોવાથી તે જલદી ખવાઇ જવાનો સંભવ હોય છે. જેની વરમાળા કોઇ ન સ્વીકારે એવી દારિદ્રય કન્યાકાની વરમાળા શ્રી વામનશાસ્ત્રીએ સ્વીકારી હતી, તેથી જ તેમનો વિદ્યાર્થીઓ પર પુત્ર જેવો પ્રેમ હતો-તેમની બુદ્ધિમાં પુત્ર અને વિદ્યાર્થીઓ વચ્ચે ભેદ જ ન હતો. 'पंडिताः समदर्शिनः' નું સૂત્ર તેમણે બરાબર જીવનમાં ઉતાર્યું હતું.

પાઠશાળા ખૂલ્યા પછી શ્રી શાસ્ત્રીજી થોડા દિવસે ત્યાં આવ્યા હતા, તે તો આપણે આગળ જોઇ જ ગયા છીએ. પૂ. શ્રી શાસ્ત્રીજી જ્યારે વિદ્યાર્થી હતા ત્યારે તે કાળની સોંઘવારીની કલ્પના પણ આવવી આજના નવયુવાનો માટે અશક્ય છે. તે કાળમાં બે ત્રણ રૂપિયામાં તો સર્વસાધારણ માણસ નિરાંતે એક માસનો ભોજનપ્રબંધ કરી શકતો હતો આજે તો શહેરોમાં તેટલા રૂપિયા એક જ દિવસના ભોજન માટે જોઇએ છીએ. ખર્ચાઓ પણ આજના કાળમાં તેટલા જ વધ્યા છે. નાગાવ ગયા પછી પૂ. શ્રી શાસ્ત્રીજી શ્રી નારાયણરાવ મહાજન નામના એક સદ્ગૃહસ્થ બ્રાહ્મણને ત્યાં માસિક ત્રણ રૂપિયા આપીને ભોજન કરતા હતા. આ શ્રી નારાયણરાવ મહાજન વ્યવહારે સદ્ગૃહસ્થ હતા, તેથી તેમણે ત્રણ માસ પછી પૂ. શ્રી શાસ્ત્રીજીને કહ્યું, 'હવે ગામમાં તારી ઘણાખરા લોકો સાથે ઓળખાણ થઇ છે, માટે તને તારી ભોજનવ્યવસ્થા કરવામાં કંઇ ખાસ હરકત નહિ પડે.' આ રીતે પૂ. શ્રી શાસ્ત્રીને ભોજનવ્યવસ્થાના પ્રબંધની ચિંતામાં શ્રી નારાયણરાવ મહાજને મૂકી દીધા. તપાસ કરતાં પૂ. શ્રી શાસ્ત્રીજીને ખબર પડી કે તે ગામમાં ચાર પાંચ વિદ્યાર્થીઓ એક જગાએ હાથે બનાવીને જમે છે, માટે તેમની સાથે રહેવાની વ્યવસ્થા થાય તો સારૂં. તેમણે પોતાનો વિચાર તે બાળકોને જણાવ્યો અને કહ્યું, 'હું પણ તમારી સાથે હાથે ભોજન કરીને જમીશ.' પણ બાળકો તે બાળકો. તેઓ એકદમ પોતાની ટુકડીમાં નવાને એકદમ આવવા દે છે, તેથી તેમણે કહ્યું, 'અમારે તારી સાથે બનશે નહિ.' આ વાતની ખબર શ્રી

બાળશાસ્ત્રીને પડી એટલે તેમણે એક યુક્તિ પૂ. શ્રી શાસ્ત્રીજીને બતાવી અને કહ્યું કે, 'બે ત્રણ દિવસ ગામમાં ફરીને તું ભિક્ષા લાવ; એટલે પોતમેળેજ તેઓનો સાત્ત્વિક ભાવ જાગશે અને પરિણામે તેઓને લાગશે કે આપણે ના કહીએ છીએ તેથી આ આપણો સહાધ્યાયી મહેનત કરવા તૈયાર છે છતાં પણ તેને ગામમાં ભટકીને ભિક્ષા લાવવી પડે છે, અને અભ્યાસનો અમૂલ્ય સમય વ્યર્થ ગુમાવવો પડે છે, માટે તેને આપણી સાથે રાખવો જોઇએ.' પૂ. શ્રી શાસ્ત્રીજીએ શ્રી બાળશાસ્ત્રીની સૂચના અનુસાર બે ત્રણ દિવસ કર્યું, એટલે પેલા વિદ્યાર્થીઓ પર શ્રી બાળશાસ્ત્રીએ કહ્યું હતું તેવી જ અસર થઇ, પરિણામે તેઓ જાતે પૂ. શ્રી શાસ્ત્રીજીને પોતાની સાથે રહેવા બોલાવવા આવ્યા.

બાળપણ રમ્ય હોય છે, પ્રત્યેક કવિ કે લેખક તેના મુક્તકંઠે વખાણ કરે છે. બાળપણમાં પણ વિદ્યાર્થી જીવનનો આનંદ કોઇ અદ્દભુત હોય છે. Student period is the golden period of life કહેવાય છે. વિદ્યાર્થી જીવનમાં પણ પ્રાચીન પદ્ધતિથી મળતા પાઠશાલાના અધ્યયનમાં જ બાલવિદ્યાર્થીઓની મસ્તી, રમત ગમત કે તોફાનનો અનુભવ થઇ શકે છે; કારણ કે પાઠશાલામાં ગુરૂકુલનિવાસ (Residential) જીવનની દીક્ષા બાળકોને મળે છે. ભારતની આ પ્રાચીન ગુરૂકુલનિવાસ પદ્ધતિએ પ્રત્યેક પાશ્ચાત્યોનું આકર્ષણ કર્યું છે, તેઓ આના ભિન્નભિન્ન ફાયદાઓનો અભ્યાસ કર્યા બાદ આજે હવે કહે છે કે, 'આ જ એક આદર્શ કેળવણીની પ્રથા છે.' ગુરૂગૃહમાં પ્રશંસા થઇ એટલે તેમનું જ

ઉચ્છિષ્ટ ખાવાને ટેવાયેલા આજના આપણા હિંદના પણ કેટલાક પરબનું પાણી પીનારા બુદ્ધિમાનો તેના વખાણ કરવા લાગ્યા છે. ભારતવર્ષમાં ગુરૂકુળનિવાસ પદ્ધતિ ઘણાજ પ્રાચીન સમયથી ચાલતી આવેલી છે, આજે તેજ પદ્ધતિના દર્શન આપણને ભિન્નભિન્ન પાઠશાલાઓમાં જરા વિકૃતરૂપે થાય છે, કારણ કે આજે ઘણી ખરી પાઠશાલાઓ નામની જ છે, તેમાંના ગુરૂ પણ આર્થિક લોભમાં પડી ગયેલા જોવા મળે છે, એટલે વિદ્યાર્થીઓ કેવા હોય તે કહેવાની જરૂર નથી આધુનિક શાળા શિક્ષણની પ્રથામાં તો જેમ એકાદ વૃક્ષ પર પાચ દશ કાગડાઓ આવીને થોડીવાર બેસે અને પાછા ઉડી જાય, તે પ્રમાણે શાળાના એકાદ વર્ગમાં અગિયાર વાગે બાળકો ભેગા થાય છે, અને પાછા પાંચ વાગે પોતાના ભિન્નભિન્ન સ્થળોએ પ્રયાણ કરે છે. પરિણામે વિદ્યાર્થી-જીવન શું છે? તેની જરા પણ કલ્પના તેઓના મનમાં આવતી નથી.

ગુરૂકુળ નિવાસ પદ્ધતિમાં તો બધા વિદ્યાર્થીઓ મોટે ભાગે સમવયસ્ક હોય છે, ભિન્નભિન્ન સ્થળોએથી આવેલા હોવાથી પ્રત્યેકમાં સ્વભાવ વૈશિષ્ટ્ય પણ હોય છે. 'पिण्डे पिण्डे मतिर्भिन्ना।'. આ ન્યાય પ્રમાણે કોઇ બીકણ હોય છે તો કોઇ મશ્કરો હોય છે, કોઇ ચાલાક હોય છે તો કોઇ વિનોદી હોય છે, તેથી તપોવન વિભિન્ન પ્રકૃતિવાળા માનવોના સ્વભાવનું એક પ્રદર્શન જ બની જાય છે. બ્રિટીશ રાજ્યની કાયદાથી વર્તન કરવાની સચોટ અસર આ બાળકોમાં જોવા મળે છે, તેથી તો કોઇ વિદ્યાર્થી ભૂલેચૂકે પણ

બીજાનું કામ કરતો નથી; હા, પણ જો ઝઘડવાનો સમય આવશે તો બધા એકત્ર થઇ જશે, અને બીજા વિદ્યાર્થીને કાયદાથી પકડશે, અને ન્યાય આપશે તથા શિક્ષા કરવાના પ્રસંગમાં જરાપણ દયા નહિ રાખે. પરિણામે ગુન્હેગાર વિદ્યાર્થીને જનમતને શરણે જઇ શિક્ષા ભોગવવા સિવાય અન્ય ઉપાય હોતો નથી. આથી સ્વભાવવૈચિત્ર્ય હોવા છતાં પણ પ્રત્યેક વિદ્યાર્થી પોતાના ભેદ ભૂલીને આવા પ્રસંગોમાં એકત્ર થઈ જાય છે.

આ તો ગુરૂકુળનિવાસ પદ્ધતિની સ્થૂલ વાત થઇ તેના બીજા ફાયદાઓ પણ અમૂલ્ય છે; કારણ કે ત્યાં રહેવાથી કેટલાક વિદ્યાર્થીની કુટેવો પણ નાબૂદ થાય છે. દા. ત. જો કોઇ વિદ્યાર્થી બીકણ હોય તો બધા તેની બીક દૂર કરવા યત્ન કરે છે, કોઇ ખોટાબોલો હોય તો તેને અસત્યથી થતા ગેર-ફાયદાઓ સમજાવીને તેની તે કુટેવ દૂર કરે છે, કોઇ ચોરી કરતો હોય તો તેને પણ તેવી-જ રીતે સમજાવે છે. વળી આ કાળમાં જે જે વિદ્યાર્થીઓનું સંગઠન હોય છે–મૈત્રી હોય છે–તે સ્થાયી રૂપમાં જીવનપર્યંત જોવા મળે છે. મોટા થયા બાદ જ્યારે પ્રત્યેક પોતાના સંસારમાં પડે ત્યારે જો કોઇકવાર મળવાનો અચાનક પ્રસંગ આવે, તો પરસ્પર કૃષ્ણસુદામાની જેમ સગા ભાઇ કરતાં પણ અધિક પ્રેમથી ભેટે છે અને બાળપણની ગુરૂગૃહની વાતો પુનઃ પુનઃ સ્મરણમાં લાવીને કરવામાં મસ્ત થઇ જાય છે. આ બાળસ્મૃતિ ખરેખર અદ્વિતીય જ હોય છે. તે વખતે બાળકને ભાવિ આયુષ્યની ચિંતા હોતી નથી, વર્તમાનની તે પરવા કરતો હોતો નથી, તો

પછી ભૂતકાળ તો ક્યાંથી યાદ જ કરે? ઘાંચીની ઘાણીના બળદની જેમ સંસારની જવાબદારીઓના ભારથી તેનું મસ્તક દબાઇ ગયેલું ન હોવાથી તે મદમસ્ત હાથીની જેમ ફરે છે, તેના આ આચારમાં નિષ્પાપ ઉદ્દામપણું જોવા મળે છે ઉત્તર રામચરિત'માં શ્રી રામચંદ્ર પ્રભુ પણ 'તે હિ નો દિવસા ગતાઃ !' કહીને વિદ્યાર્થી જીવનના સુમધુર સ્વપ્નોનું વર્ણન કરે છે. આપણાં પૂ. શ્રી શાસ્ત્રીજી પણ તેમના વિદ્યાર્થી જીવનના કેટલાક પ્રસંગો કહેતા કહેતા ખૂબ જ મસ્ત થઇ જાય છે, કેટલીક વાર તો તેના તે જ પ્રસંગોનું વર્ણન ફરી ફરીને તેઓશ્રી કરે છે છતાં પણ શ્રોતાને કદિ તે સાંભળતા કંટાળો આવતો નથી. આ પ્રત્યક્ષ અનુભવની વાત છે તેમનું સતત સાન્નિધ્ય સેવનારા અમારા સહલેખક શ્રી પાધ્યે આ અનુભવ માટે સદ્ભાગી થયા છે. તેમના વિદ્યાર્થી જીવનના એક ખાસ પ્રસંગનું વર્ણન આપણે જોઇએ.

શ્રી વામનશાસ્ત્રીને શ્રી કૃષ્ણશાસ્ત્રી નામક એક નાના ભાઈ હતા. તે ખેતી કરતા હતા. તેમની ખેતીને તેમના પાડોશીએ વાવેલ બે ત્રણ નાળિયેરના ઝાડથી દર વર્ષે ખૂબ નુકશાન થતું હતું. આ વૃક્ષોને લીધે વિનાકારણ ખેતરમાં ખૂબ કચરો થતો હતો તેથી પાક ઓછો આવતો હતો, આ બધા પરિણામો શ્રી કૃષ્ણશાસ્ત્રી જાણતા હતા તેથી તેમણે આ સદ્ગૃહસ્થને તે ઝાડો વાવતા પહેલાં જ ના કહી હતી, પણ તેણે માન્યું ન હતું. એક દિવસ વાત વાતમાં શ્રી કૃષ્ણશાસ્ત્રીએ વિદ્યાર્થીઓને કહ્યું, 'આ નારિયેળના ઝાડો આપણને ખૂબ નુકશાન કરે છે, માટે તે દૂર થાય તો કેવું સારૂં!'

છોકરાં તે છોકરાં! તેમણે તો નક્કી કર્યું કે, 'ગુરૂના ભાઇને ગમતું નથી તે આપણે ન જ જોઇએ; કારણ કે ગુરૂના ભાઇને તકલીફ એટલે ગુરૂને જ તકલીફ કહેવાય. તો પછી શું ગુરૂના ભાઇને તકલીફ આપતી વસ્તુ આપણે દૂર ન કરી શકીએ?' આથી તો બાલકોને વાનરસેનાની ઉપમા આપવામાં આવે છે. શ્રી કૃષ્ણશાસ્ત્રીની આ વાત સાંભળીને પૂ. શ્રી શાસ્ત્રીજી અને તેમના લંગોટિયા ભાઇબંધ શ્રી વિનાયક શાસ્ત્રી કે જેઓ एकजीवश्च कंटश। સ્નેહી હતા, ભિન્ન શરીરી હતા, પણ હૃદય એક જ હતું—हृदयं द्वितीयम। તેઓ પરસ્પરના વર્તન પર ગાઢ વિશ્વાસયુક્ત હતા, તેથી જો કદાચ એકનાથી ખરાબ વાત થઇ જાય તો બીજાએ તેનું સમર્થન ન કર્યું હોય એવું બનેજ નહિ; તેઓએ બીજા એક બે વિદ્યાર્થીઓ સાથે તે જ રાતે જઇને તે ઝાડો કાપી નાંખ્યા અને પાછા હતા ત્યાં આવીને ચુપચૂપ સૂઇ ગયા. શ્રી વિનાયક શાસ્ત્રી જેવા બુદ્ધિમાન્ હતા તેવા ટીખળીખોર પણ હતા, તેથી તો આ કૃષ્ણસુદામાની જોડી આવું પરાક્રમ કરી શકી હતી. તેઓશ્રીની શારીરિક આકૃતિ આ પ્રમાણે વર્ણવી શકાયઃ– ઠીંગણું શરીર, માંસલ સ્નાયુઓ, પ્રસન્ન ગોળ મુખાકૃતી અને ઘઉંવર્ણી ચામડી.

બીજે દિવસે તો આ નાળિયેર તોડવાની વાત ગામમાં વાયુવેગે પ્રસરી ગઈ. કોણે તે કાપી નાંખ્યા છે તેની તપાસ ચાલુ થઇ, જાણે કે કોઇ મહાભયાનક હિંસાનું કામ ન થયું હોય તેમ લોકો પણ એકઠા થવા લાગ્યા. કેટલાકોએ વાડીના માલિક પાસે શોક પ્રદર્શિત કરી સહાનુભૂતિ બતાવી; કેટલાક

આમાં ગોળના ગણપતિની જેમ બીજાઓ જે કહે તેમાં ડોકું હલાવીને અનુમોદન આપવા લાગ્યા, જેમનું ડહાપણ ઉભરાઈ જતું હતું તેવા કેટલાક ડાહ્યાઓએ પોલીસ ચોકી પર જઈ ફરિયાદ નોંધાવવાની સલાહ આપી. પણ છેવટે કંઈ ન વળ્યું એટલે અરણ્યમાં રૂદન કરનાર જેમ આપો આપ શાંત થઈ જાય છે તેમ બધા વિખેરાઈ ગયા, અને પોતાને ઘેર ગયા એટલે વાતની વિસ્મૃતિ થઈ; પરંતુ આ ઝાડોને મૂળમાંથી ઉખેડી નાંખવામાં આવ્યા ન હતા, તેથી આજે પણ તેઓ ગર્વોન્નત મસ્તકથી પોતાની યશગાથા સૂણાવતા ઊભા છે. પૂ. શ્રી શાસ્ત્રીજી જ્યારે પણ આ જગાએ જાય છે અથવા તો આ પ્રસંગ તેમની સ્મૃતિમાં આવે છે ત્યારે હજી પણ તે વાત તેમના મુખ ઉપર મંદ હાસ્યની છાયા પ્રસરાવ્યા વિના રહેતી નથી.

વિદ્યાર્થી જીવનના દુર્ગુણો તપોવનમાં કેવી રીતે દૂર કરવામાં આવે છે તે આપણે એક બીજા તેમના જીવનના પ્રસંગ દ્વારા જોઈએ. થોડા વર્ષો બાદ પાઠશાળામાં શ્રી કોંકણે નામનો એક નવો વિદ્યાર્થી આવ્યો હતો, તેણે એક દિવસ તક સાધીને પૂ. શ્રી શાસ્ત્રીજીના ત્રણ રૂપિયા ચોરી લીધા હતા. ત્રણ રૂપિયા તે જમાનામાં કંઈ નાનીસૂની રકમ ન કહેવાય માટે રૂપિયા ગયા પછી ખૂબ તપાસ કરી, પણ કોઈ કબૂલ ન કરે. બધાને આ નવા વિદ્યાર્થી પર દૃઢ શક હતો. એક દિવસ બધા તેને ફરવાને બહાને બહાર વાડીમાં લઈ ગયા અને ત્યાં યથેચ્છ મેથીપાક આપ્યો, એટલે તેણે તરત વાત કબૂલ કરી અને રૂપિયા આપી દીધા. ગુરૂજીને આ વાતની ખબર

પડી એટલે તેને બીજેજ દિવસે પાઠશાલામાંથી અર્ધચંદ્ર મળ્યો–કાઢી મૂકવામાં આવ્યો-તે શું કહેવાની જરૂર છે ! આ વૃત્તાંત થઈ ગયાં પછી વીસ કે બાવીસ વર્ષે જ્યારે પૂ. શ્રી શાસ્ત્રીજી સંસારી થયા બાદ કેળવણી જવા માટે હુરેશ્વર બંદર ઉપર ઉતર્યા હતા અને ત્યાં એક હોટેલમાં સાથે લાવેલી ફરાળનો નાસ્તો કરવા ગયા હતા ત્યારે ત્યાંના માલિક પૂ. શ્રી શાસ્ત્રીજીને જોઈને ધીમું હસ્યા હતા. પૂ. શ્રી શાસ્ત્રીજીએ હસવાનું કારણ પૂછતાં તે ગૃહસ્થે કહ્યું હતું, 'થોડા વર્ષો પર તમારા પૈસા લફડાવવા બદલ મેથીપાક ખાઈને પાઠશાલામાંથી અર્ધચંદ્ર મેળવનાર વ્યક્તિ તે હું જ!—આમ પોતાની ઓળખાણ આપી તથા વિશેષમાં કહ્યું; 'તે મારૂં પહેલું અને છેલ્લું સાહસ હતું, ત્યારથી તે આજ પર્યંત અહીં આવીને આ હોટેલ પર જીવન ચલાવું છું.'

પાઠશાલાના બાળકોના ચારિત્ર્ય માટે ગુરૂનો કેવો વિશ્વાસ હોય છે-તે માટે એક ત્રીજું દૃષ્ટાંત લઈએ. આ પણ પૂ. શ્રી શાસ્ત્રીજીના જ જીવનનું છે. પાઠશાલામાં પરસ્પરના સહકાર અને શુભેચ્છાઓથી પ્રેમમય અને આનંદમય વાતાવરણ વ્યાપતું હતું, તેવામાં પરસ્પરમાં અવિશ્વાસનાં વાતાવરણનું વિષબીજ રોપવાની અભિલાષિણી પાડોશીની એક વૃદ્ધ બાઈની છોકરીએ શ્રી વામનશાસ્ત્રી પાસે ફરિયાદ કરી કે, 'પૂ. શ્રી. શાસ્ત્રીજી તેમના દરરોજના નિયમ પ્રમાણે શૌચવિધિએ જઈ આવીને લોટો ઘસીને ધોયા પછી કૂવામાં ફૂદકી મારીને નાહવા પડે છે ત્યારે કંઈ ને કંઈ ખોડ કાઢીને મારી મશ્કરી કરે છે.' ગુરૂજીએ જવાબ આપ્યો, 'મને પૂર્ણ

ખાત્રી છે કે મારો શિષ્ય અને તે પણ વૈજનાથ આવું કરે તે બને જ નહી,' ગામમાં જઇને પણ તમે ગમે તેને વૈજનાથ માટે પૃછશો એટલે મારા શબ્દની ખાત્રી થશે. અર્થાત્ તેઓ તરત જ વંધ્યાપુત્ર જેવી તમારી વાત ગણી કાઢશે અને હસશે.' જ્યારે ગુરૂજીએ આ જવાબ આપ્યો ત્યારે તે છોકરીનો ભાઇ કે જે તે વખતે સાથે હતો તેણે કહ્યુ, 'જો તમે આ મારા બ્હેનની ફરિયાદ સાંભળીને યોગ્ય પગલાં નહિ લો તો હું, તે તમારા વૈજનાથને જોઇ લઇશ' ગુરૂજીએ કહ્યું, 'જા જોઈ લેજે. હું જોઉં છું કે મારા વૈજનાથના શરીરને હાથ લગાડવાની કોની તાકાત છે? કોણ તેનો વાળ વાંકો કરી શકે તેમ છે?' ગુરૂનો શિષ્યના આચરણ પ્રતિ આવો દૃઢ આત્મવિશ્વાસ જોઇને તે વ્યક્તિએ ફરીવાર કદિ પણ તે પ્રકરણ ઉઘાડ્યું નહિ

શ્રી વામનશાસ્ત્રીની બુદ્ધિમત્તા તો તીવ્ર હતી જ, પરંતુ તેમનુ આચરણ પણ તેવું જ આદર્શમય હતું. આથી ગુરૂજીના જ્ઞાન અને વિદ્વત્તા માટે શિષ્યોનો ગુરૂપ્રતિ જેટલો આદર હતો તેટલોજ તેમના આદર્શ આચરણ માટે પણ હતો. આથી તો શ્રી વામનશાસ્ત્રી વિદ્યાદાનની સાથે સાથે આચરણની દીક્ષા પણ વગર બોલે કેવળ પોતાના જીવનની રહેણીકરણીદ્વારા આપતા હતા શ્રી વામનશાસ્ત્રીમાં બ્રાહ્મણ્યત્વ અને સ્વકર્મપરાયણતા જે દેખાતી હતી તેના પણ જાજ્વલ્ય માન્ શાશ્વત્ બીજો વિદ્યાર્થીઓના જીવનમાં રોપાતા હતા, અને આ વાતની પ્રત્યક્ષતા આપણે પૂ. શ્રી શાસ્ત્રીજીના જીવનપ્રતિ સ્હેજ દૃષ્ટિ નાંખીએ તો દેખાઈ આવશે; કારણ કે

આ સંસ્કારોને લીધે આદર્શ આચરણ પૂ. શ્રી શાસ્ત્રીજીના જીવનનો ગુરૂમંત્ર બન્યું છે.

આગળ આપણે શ્રી વિનાયક શાસ્ત્રી વિષે બે શબ્દો લખવાનો જે વિચાર કર્યો હતો તે હવે આચારમાં મૂકીએ. શ્રી વિનાયકશાસ્ત્રી પર પૂ. શ્રી શાસ્ત્રીજીનો તેમના અન્ય સર્વે મિત્રો કરતાં અતુલ પ્રેમ હતો. એકત્ર અભ્યાસ કરતી વેળાએ, પાસે પાસે રહેતી વેળાએ, કે અનેકવાર પ્રવાસમાં મળવાને કારણે કે અભ્યુદયના પ્રસંગે માનવનો મૈત્રીપ્રવાહ અનેકવાર અનેક વ્યક્તિઓ સાથે વહે છે, પણ તે ચિરંતન વહેતો હોતો નથી. આ મૈત્રીપ્રવાહ જેમનો જીવનપર્યંત જરાપણ સૂકાયા વિના, વટ વૃક્ષની જેમ પ્રેમની શાખા પ્રશાખાઓ વધારીને, વૃદ્ધિ પામતો ગયો હોય તેવી વ્યક્તિઓ આંગળીના ટેરવે ગણી શકાય તેવી જ હોય છે. પૂ. શ્રી શાસ્ત્રીજી અને શ્રી વિનાયક શાસ્ત્રીનો પણ પરસ્પરનો પ્રેમ આ બીજા પ્રકારનો હતો. તેથી તો તે શ્રી વિનાયકશાસ્ત્રીના જીવન દરમ્યાન વૃદ્ધિ પામતો ગયો એટલું જ નહિ તેમના દેવલોક પામ્યા બાદ પણ તેમાં જરાપણ ખામી આવી નથી. પ્રેમ કાચના જેવો હોય છે, એકવાર તૂટે પછી ફરી સંધાતો નથી, માટે માનવે હંમેશાં પ્રેમતંતુ બાંધતા વિચાર કરવો જોઇએ.

પૂ. શ્રી શાસ્ત્રીજી તથા શ્રી વિનાયક શાસ્ત્રી પાઠશાલામાં અભ્યાસ કરતા હતા તે વખતના તેમના મૈત્રીસંબંધનું વર્ણન શબ્દદ્વારા અશક્ય છે તથાપિ અત્ર યથાશક્તિ સ્વલ્પ પ્રયત્નો કરવામાં આવે છે. કોઇપણવાર પૂ. શ્રી શાસ્ત્રીજી પર

કોઇ આપત્તિ આવે, કોઇ પણ પક્ષ-વિરુદ્ધમાં જાય કે કોઇની સાથે તેમને બોલવું પડે અને જ્યારે મદદની અપેક્ષા હોય ત્યારે દુર્યોધનની મદદે જેમ કર્ણ જતા હતા તેમ શ્રી વિનાયક શાસ્ત્રી તરતજ દોડતા આવતા હતા, એવો કોઇ પણ પ્રસંગ ભાગ્યેજ બન્યો હોય કે જ્યાં પૂ. શ્રી શાસ્ત્રીજીને શ્રી વિનાયક શાસ્ત્રીની જરૂર પડી હોય અને ત્યાં તેઓશ્રી ન ગયા હોય. શ્રી વિનાયક શાસ્ત્રી જેમ બુદ્ધિમાન્ હતા તેમ મશ્કરા પણ હતા તે આપણે આગળ કહી ગયા છીએ, તેનું એક દૃષ્ટાંત અહીં જોઇએ. એક વખત પૂ. શ્રી શાસ્ત્રીજી કૂવા પાસે બીજા છોકરાઓ સાથે રમત કરતા ઊભા હતા,-તે વખતે તેમના હાથમાં લોટો હતો. અચાનક રમત કરતા કરતા લોટો કૂવામા પડી ગયો. બધાએ કહ્યું, 'હવે ગુરૂજી ગુસ્સે થશે, આજે તારો વારો ઠીક આવ્યો છે.' તપોવનના છોકરા એટલે કેવા હોય તે તો આપણે આગળ જોઇ ગયા છીએ એટલે બીજા બધામાંથી કોઇ કૂવામાં ઉતરીને લોટો લાવવા તૈયાર ન થયું, શ્રી વિનાયક શાસ્ત્રી આ વખતે દૂર ઊભા હતા-પૂ શ્રી શાસ્ત્રીજીને ખબર ન હતી,-અને આ ટીખળ જોતા હતા. પૂ શ્રી શાસ્ત્રીજી તે વખતે અન્ય ત્યાં ઊભેલા ઓને સંબોધીને બોલ્યા, 'જો આ વખતે મારો વિનાયક હોત તો તે જરૂર જાત.' પેલાઓએ જવાબ આપ્યો, 'જોયો તારો વિનાયક! જો તે તારો ખરો દોસ્ત હોય તો તને એકલો કેમ જવા દે, અને આવે વખતે હાજર કેમ ન થાય? શું તે વિચાર કરી શકતો નથી કે આજે કૂવા પર કેમ મોડું થયું હશે?'

શ્રી વિનાયકશાસ્ત્રી આ સાંભળીને સમજી ગયા કે જો હવે નહિ જઈએ તો મિત્ર વધુ ગભરાઈ જશે માટે એકદમ ત્યાં દોડી આવ્યા અને લોટો કાઢી આપ્યો.

શાળામાંથી અભ્યાસ કરી રહ્યા પછી શ્રી વિનાયકશાસ્ત્રી પુરાણ વાંચવાનો વ્યવસાય કરતા હતા, તેથી લક્ષ્મીની કૃપા તેમના પર સારી હતી, પણ દુર્ભાગ્યે विद्वान् धनाढ्यो न तु दर्घजीवी। ન્યાયાનુસાર તેઓશ્રી અલ્પાયુષી થયા હતા. તેમના અવસાનના સમાચારે પૂ. શ્રી શાસ્ત્રીજીના હૃદય ઉપર સગા ભાઈના અવસાનથી જે આઘાત લાગે તેવો સખત આઘાત પહોંચાડયો હતો, પરિણામે તેઓશ્રીને કેટલાક દિવસ તો અન્ન પણ ભાવતું ન હતું, કેવળ શરીરયાત્રા ચલાવવા ભોજન લેતા હતા; કાર્યમાં પણ મન લાગતું ન હતું, રાત્રે ઊંઘમાં પણ તેમને શ્રી વિનાયકશાસ્ત્રીના સ્વપ્નો આવતા હતા અને એમ લાગતું હતું કે, 'તે હજી જીવંત છે,' કેટલીકવાર ઊંઘમાં પણ તેમનું નામ લઈ જતા–આ રીતે તેમના મુખ ઉપર કદિ ન છવાયેલી એવી ઘેરી ઉદાસીનતાની છાયા કેટલાય દિવસો સુધી રહી. હતી પરિણામે કોઈની સાથે તેઓ ખાસ બોલતા પણ ન હતા.

આ શ્રી વિનાયક શાસ્ત્રીને પરિવાર સુખ સારૂં હતું. તેમના એક ભાઈએ તેમના અવસાન બાદ થોડી કૌટુમ્બિક જવાબદારી લીધી હતી, પરંતુ તેમનો જે મોટો પુત્ર પુરૂષોત્તમ હતો તેને અભ્યાસ કરાવવા પૂ. શ્રી શાસ્ત્રીજીને સોંપ્યો હતો. પૂ. શાસ્ત્રીજીને તો બે પુત્રો હતા તેમાં આ ત્રીજો આવ્યો

એમ લાગ્યુ હતુ, ગુરૂની જેમ તેમને પણ કદિ એમ નથી લાગ્યુ કે, 'આ પુરૂષોત્તમ કોઇ જુદો છે,' એટલુ જ નહિ તેઓશ્રી પુરૂષોત્તમને પોતાના પુત્રોથી પણ સવાયો ગણતા હતા અને તેની દેખરેખ રાખતા હતા તેઓશ્રી જે વસ્તુ પુત્રને અપાવતા તે વસ્તુ શ્રી પુરૂષોત્તમને પણ અપાવતા, કદિ એવુ બન્યુ નથી કે તેમના પુત્રને જે વસ્તુ અપાવી હોય તે આ શ્રી પુરૂષોત્તમને ન અપાવી હોય કેવળ પૂ શ્રી શાસ્ત્રીજીનુ જ નહિ, પરતુ તેમના ઘરના બધાનુ વર્તન આ શ્રી પુરૂષોત્તમ પ્રતિ આત્મીયતાવાળુ હતુ શ્રી પુરૂષોત્તમને પણ કદિ એમ લાગ્યુ નથી કે, 'હુ કોઇ બીજાને ઘેર રહ્યો છુ' બીજાના છોકરા સાથે આવુ વર્તન બહુજ ઓછા મહાભાગો કરી શકે છે, તથા બહુ જ ઓછા મહાભાગો આવુ વર્તન બીજાના હાથે પામે છે, પરતુ दैवमन्यत् विचिन्तयेत् નિયમા નુસાર આવી વર્તણુકનો સપૂર્ણ ફાયદો ઉઠાવવાનુ શ્રી પુરૂષોત્તમના ભાગ્યમા નહિ હોય, તેથી તે એક દિવસ કોઇને પણ પોતાનો વિચાર જણાવ્યા વિના બીજી જગાએ અભ્યાસ કરવા જતો રહ્યો અને પરસ્પરના વિરહનુ કારણ બન્યો આજે પણ તે શ્રી પુરૂષોત્તમ છે, પરતુ તેના મનમા હજી પણ પૂ શ્રી શાસ્ત્રીજી કે તેમના કુટુબીઓ પ્રતિ કટુતા કે અનાદર નિર્માણ થયો નથી

આપણે આગળ જોઇ ગયા છીએ કે પૂ શ્રી શાસ્ત્રીજી શ્રી વામનશાસ્ત્રીની પાઠશાળાની શરૂઆત બાદ થોડા દિવ સોએ ત્યા ગયા હતા પૂ શ્રી શાસ્ત્રીજી જ્યારે ગયા હતા ત્યારે સસ્કૃત ભાષાના પ્રવેશ માટેનો પ્રાથમિક અભ્યાસ

પૂરો થયો હતો અને કૌમુદીની શરૂઆત થઇ હતી. શરૂઆતમાં તો તે જરા કઠણ લાગી પણ પાછળથી તો 'न खलु धीमतां कश्चिदविषयो नाम ।' ના સિદ્ધાંતાનુસાર તેઓનો તેમાં પ્રવેશ થયો એટલું જ નહિ, બીજા વિદ્યાર્થીઓ કરતાં પણ તેઓશ્રી સવિશેષ બુદ્ધિમાન્ થયા હતા–તેમનો બુદ્ધિપ્રકાશ ચમકારા મારવા લાગ્યો હતો. પછી ના मुखं व्याकरणं स्मृतम् ના સૂત્ર પ્રમાણે વ્યાકરણને બરોબર એક વાણીનું અલંકાર બનાવ્યું હતું, અને વ્યાકરણરૂપી સુરંગ વડે બીજા શાસ્ત્રોના ખડક એક પછી એક ફોડવા માંડયા હતા. તેમનો વ્યાકરણનો અભ્યાસ તો એટલો બધો દઢ છે કે આજે તેમને શાળા છોડ્યાને ચાલીસ વર્ષ લગભગ થવા આવ્યા હશે છતાં પણ તેઓશ્રી એક નવીન જ વ્યાકરણાભ્યાસી સાથે શાસ્ત્રાર્થ કરવાનું સામર્થ્ય ધરાવે છે.

અંગ્રેજો ગોરી ચામડીવાળા હોવાથી તેમના આગમનથી હિંદુસ્તાનમાં જે જે અનિષ્ટ તત્ત્વો આવ્યાં છે તેમાંનું 'પ્લેગ' એક છે. નાગાવની પાઠશાળાના રમણીય નંદન-વનમાં સરસ્વતીની ઉપાસના કરતા કરતા બાલકો આનંદ-મસ્ત બનીને જીવન વિતાવતા હતા, અને ભિન્ન ભિન્ન દેશ-માંથી આવી રહેલા નવીન બાલકો સાથે આત્મીયતાની ભાવના વિકસાવતા હતા. આ રીતે આનંદ અને ઉત્સાહથી તેમના દિવસો જતા હતા તેવામાં એક દિવસે પરસુખાસ-હિષ્ણુ પ્લેગ રૂપી ભયંકર રાક્ષસે ધીમે રહીને નાગાવ ગામમાં પ્રવેશ કર્યો. પ્લેગ હિંદમાં તે વખતે તદ્દન નવી જ વસ્તુ હતી તેથી તેનો હાહાકાર એટલો બધો થયો હતો

કે શ્રી વામનશાસ્ત્રીને અગતિક થઇને ત્રણ મહિના પાઠશાલા બંધ રાખવી પડી હતી, પૂ. શ્રી શાસ્ત્રીજી તથા શ્રી વિનાયક શાસ્ત્રી અન્ય વિદ્યાર્થીઓની જેમ આ રજાનો કાળ આળસમાં પસાર કરીને આયુષ્યનો અમૂલ્ય સમય વ્યર્થ ગુમાવે તેવા ન હતા, તેથી તેઓની દૃષ્ટિ સમક્ષ તો 'હવે આ રજાઓમાં શું કરવું ?'–એ મહાન્ પ્રશ્ન આવ્યો. બન્ને મિત્રોએ પરસ્પર વિચારવિનિમય કર્યો અને નક્કી કર્યું કે 'આપણે યાજ્ઞિકોની જેમ ઉત્તમ પ્રકારે વેદની મંત્રસંહિતા મુખપાઠ કરીએ.' શ્રી વિનાયક શાસ્ત્રીનું ઘર પણ તાલુકોમાં વાઘોશી ગામમાં હતું, ત્યાં શ્રી વિનાયકશાસ્ત્રીના મોટાભાઈ વે મૂ. શ્રી દામોદર ભટ્ટ જોષી રહેતા હતા. તેમની પાસે જઇને મંત્રસંહિતા શીખવાનો તેઓ બન્નેએ વિચાર કર્યો હતો વે. મૂ. શ્રી દામોદર ભટ્ટને જ્યારે તેમણે આ વાત કરી ત્યારે તેઓશ્રીએ તે હસી કાઢી અને કહ્યું, 'તમે મૂર્ખા છો, આનો કંઇ ઉપયોગ નથી, વળી મંત્રોનો ઉપયોગ તમે કરવાના નથી માટે તમારે મારૂ તે ગતાર્થ થશે, તેથી હું તમને તે શીખવીશ નહિ. તમારી શાળા ખૂલે ત્યાંસુધી અહીં રહો, અને મજા કરો, ફરીવાર આટલી મોટી રજા મળશે નહિ.' અહીંથી આ રીતે નકાર મળ્યા બાદ તેઓ બન્ને વરસઇ પૂ શ્રી શાસ્ત્રીજીના મામાને ત્યાં ગયા અને મામાને પોતાની ઇચ્છા જણાવી. મામાને પણ આ વિચાર તો પસંદ ન આવ્યો; પરંતુ બાલકો હતા તેથી તેમની સાથે વિશેષ વિવાદ ન કર્યો અને એક ઉત્તમ યાજ્ઞિક તથા આદર્શ નાગરીક વે. મૂ. શ્રી બાલંભટ્ટ જોષી પાસે મંત્રસંહિતા

શીખવા બન્નેને મૂક્યા. આ વે. મૂ. શ્રી બાલંભટ્ટ જેવી નાટ્યકલાપ્રવીણ, વ્યવહારકુશલ અને નિશ્ચિત જીવનધોરણવાળા હતા. તેમણે મંત્રસંહિતાનો અભ્યાસ કરાવવો શરૂ કર્યો; પણ તે અભ્યાસ પૂરો થતાં પહેલાં તેઓએ સાંભળ્યું કે, 'નાગાંવ ગામમાં પ્લેગનું જોર ઓછું થયું છે અને હવે શાળા ઉઘડવાની છે.' આ વાત સાંભળી એટલે તેઓ મંત્રસંહિતાનું અધ્યયન અડધેથી પડતું મૂકીને શાસ્ત્રાધ્યયન માટે પુનઃ નાગાંવ ગામમાં પહોંચી ગયા.

આજના સમયમાં અને પૂ. શ્રી શાસ્ત્રીજી અભ્યાસ કરતા હતા તે સમયમાં જાણે આકાશ પાતાળનો ભેદ ન હોય તેમ લાગે છે. જુના જમાનાના કેટલાય માણસો આજની દુનિયાના નવયુવાનોના આચારવિચાર અને રહેણીકરણી જોઈને કહે છે કે, 'ભાઈ! જુની જુની આંખો અને નવા નવા તમાશા.' કેટલાકોને તો જાણે પોતે કોઈ નવીજ દુનિયામાં ન આવ્યા હોય તેમ લાગે છે. આજે જ્ઞાન અને વિદ્વત્તાનો મીટર (માપક) ડીગ્રી અને પરીક્ષા થયા છે. પરીક્ષા પાસ કરીને ડીગ્રી મેળવે એટલે માણસ જ્ઞાની થાય આમ આજના ઘણા ખરા લોકોની માન્યતા છે, આથી તો જેણે પરીક્ષાઓ આપી ન હોય તથા જેની પાસે ડીગ્રીઓ ન હોય તે માણસ વિદ્વાન્ હશે એમ માનવા આજે કોઈ તૈયાર નથી. આજે તો જો કોઈપણ માણસનું નામ બોલવામાં આવે તો તરતજ તેની સાથે લોકો તપાસ કરે છે કે તેણે કેટલી ડીગ્રીઓ મેળવી છે અર્થાત્ આ રીતે આજે ડીગ્રીઓ મેળવવી એજ શિક્ષણનું ધ્યેય બન્યું છે, તેથી 'જ્ઞાન માટે જ્ઞાનની

કલ્પના હાસ્યાસ્પદ લાગે છે–આ બોલનારને લોકો વેદિયો કહે છે અથવા તો અઢારમી સદીનો કહે છે પૂ શ્રી શાસ્ત્રીજીના વિદ્યાભ્યાસના સમયે તથા તેથી પણ પહેલાં પુરાતનકાળમાં પરીક્ષાનું બંડ આજના જેટલું વ્યાપક થયું ન હતું–તેને આટલું બધું મહત્ત્વ અપાતું નહતું. તે જમાનામાં તો વિદ્વત્તા કે જ્ઞાનનો નિકષ વાદવિવાદમાં પ્રદર્શિત કરવામાં આવતા કૌશલ્ય ઉપર નિશ્ચિત કરવામાં આવતો હતો, તેથી આજના કરતાં પણ તે કાળમાં ખરો વિદ્વાન્ કોણ છે એ નક્કી કરવું બહુ કઠણ હતું. નાગાવની પાઠશાલામાં પણ આ રીતે પરીક્ષાને મહત્ત્વ આપવામાં આવ્યું ન હતું, તેથી પરીક્ષા આપવાની ધાધલમાં વિદ્યાર્થીઓ પડતા ન હતા માટે આટલા ઉપરથી એટલું તો આપણને ચોક્કસ લાગશે કે 'પદવી એટલે જ વિદ્વત્તા' આ જે આજનું આપણું સમીકરણ છે તે તે કાળના લોકો ભ્રમ ભરેલું છે એમ તો જરૂર ગણતા હોવા જોઈએ, પરંતુ આનો અર્થ કોઈ એમ ન લે કે પૂ શ્રી શાસ્ત્રીજીના વિદ્યાભ્યાસના કાળમાં કોઈ પણ પાઠશાલાઓમા અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની પરીક્ષા લેવામાં આવતી ન હતી, કારણ કે તે કાળમાં પણ આજના પરીક્ષાના રવનની અસરવાળી કેટલીક પાઠશાલાઓ હતી, પણ તે જમાનાના લોકોના સદ્ભાગ્યે સમાજમાં કેવળ પરીક્ષાને જ માન ન હતું, તેથી પૂ શ્રી શાસ્ત્રીજી પરીક્ષા, પેપર, વિગેરેની ધાંધલમાં પડ્યા ન હતા.

તેમનું વ્યાકરણનું અધ્યયન કૌમુદી, મનોરમા, પરિભાષેન્દુશેખર, લઘુશબ્દેન્દુશેખર, ઇત્યાદિ ગ્રંથોનું સાંગોપાંગ થયું હતું તેથી તેઓશ્રી આ ગ્રંથોમાંથી કે અન્ય જેનો પોતે અભ્યાસ

કર્યો હોય તેમાંથી કોઇપણ વ્યક્તિ ગમે તે શંકા પૂછે તો તો જવાબ આપવાનું સામર્થ્ય ધરાવતા હતા અને આજે પણ ધરાવે છે. પૂ. શ્રી શાસ્ત્રીજીનો વ્યાકરણની સાથે સાથે સાહિત્ય, ન્યાય, મિમાંસા વેદાંત, વિગેરે શાસ્ત્રોના પ્રાથમિક ગ્રંથોનો પણ અભ્યાસ શરૂ થયો હતો. શ્રી વામનશાસ્ત્રીના મોટા ભાઇ શ્રી બાળશાસ્ત્રી ઉત્તમ જ્યોતિષી હતા, તેથી તેમની ઇચ્છા વિદ્યાર્થીઓને જ્યોતિષશાસ્ત્ર ભણાવવાની થઇ હતી, એટલે થોડા દિવસ બાદ તેઓશ્રીએ 'જ્યોતિષ એક આવશ્યક વિષય છે' એમ ગણના કરીને પ્રત્યેક વિદ્યાર્થીને ફરજિયાત તેની આવડત હોય કે ન હોય તો પણ તેના અધ્યયન માટે બેસાડવા લાગ્યા હતા. પૂ. શ્રી શાસ્ત્રીજી પણ શ્રી બાળશાસ્ત્રીની આ લ્હેરના તડકામાં આવી ગયા હતા. એકાદ બે ગ્રંથોનો અભ્યાસ થયો હશે, પણ પૂ. શ્રી શાસ્ત્રીજીને તો તે વિષયમાં રસ જ ઉત્પન્ન થાય નહિ, તેઓ તો ફક્ત જવું પડે એટલે તે વર્ગમાં જઇને 'શોભાના ગાંઠિયા' જેવા બેસતા હતા. કોઇ એમ ન સમજે કે આજના વિદ્યાર્થીઓની જેમ પૂ. શ્રી શાસ્ત્રીજી જાણી જોઇને આમ કરતા હતા. તેઓશ્રીએ તો ખરા દિલથી જ્યોતિષશાસ્ત્રનો અભ્યાસ કરવા–તેમાં રસ લેવા–ખૂબ પ્રયત્ન કર્યો હતો પણ તેનું પરિણામશૂન્ય આવતું હતું. પરિણામે એક દિવસ શ્રી બાળશાસ્ત્રીએ જોયું કે, 'આ વિદ્યાર્થીના મગજમાં હું જે કાંઇ કહું છું તેનો શબ્દ પણ ઉતરતો નથી' એટલે તેઓશ્રીએ પૂ. શ્રી શાસ્ત્રીજીને કહ્યું, 'તારામાં જ્યોતિષ શીખવાની આવડત નથી માટે તું નહિ આવે તો ચાલશે.' પૂ. શ્રી શાસ્ત્રીજીએ તો 'ભાવતું હતું અને વૈદે

આપ્યું એ નિયમાનુસાર તે સૂચના સ્વીકારી અને આ સમય ન્યાય, વ્યાકરણ વિગેરે શાસ્ત્રોના અધ્યયન માટે આપવા લાગ્યા. પૂ. શ્રી શાસ્ત્રીજીના અન્ય કેટલાક સહાધ્યાયીઓને તો આમાં ખૂબજ રસ પડવા માંડયો, તેથી તેઓએ તો ન્યાય વ્યાકરણ, વિગેરે શાસ્ત્રોનો અભ્યાસ પડતો મૂકીને આની જ પાછળ પોતાનો બધો સમય આપવા માંડયો, પરિણામે તેઓ તેમાં પારંગત થયા હતા–બીજા શ્રી બાળશાસ્ત્રી જેવા થયા હતા. આજે આ લોકો મહિના, દિવસ, સેંકડ, તથા શનિ, મંગળ, બુધ, વિગેરેની વાતો કરીને સારામાં સારા પૈસા મેળવી રહ્યા છે, જો ન્યાય અને વ્યાકરણનો સંપૂર્ણ અભ્યાસ કર્યો હોત તો શંકા હતી કે આજે આટલી અર્થપ્રાપ્તિ કરી શક્યા હોત કે કેમ, પ્રિય વાચક! આપણી દૃષ્ટિએ કોણ ડાહ્યું કહેવાય? પૂ. શ્રી શાસ્ત્રીજી કે તેમના અન્ય સહાધ્યાયી જ્યોતિષીઓ?

પૂ શ્રી શાસ્ત્રીજી આપણે આગળ કહ્યું તે પ્રમાણે વ્યાકરણની સાથે સાહિત્ય અને ઇતર ગ્રંથોનો પણ અભ્યાસ કરતા હતા. આ અભ્યાસમાં અને તેમાં પણ ખાસ કરીને સાહિત્યનો અભ્યાસ વિશેષ રસિક બનીને પૂ. શ્રી શાસ્ત્રીજીએ કર્યો હતો પૂ. શ્રી શાસ્ત્રીજી જ્યારે વિદ્યાર્થી અવસ્થામાં હતા, ત્યારથી માનતા આવ્યા છે કે, 'માનવ આજીવન પર્યંત વિદ્યાર્થી જ છે' તેઓશ્રી આજની આપણી માન્યતા પ્રમાણે વિદ્યાર્થીજીવન અમુક જ સમય પર્યંત મર્યાદિત ગણતા ન હતા. આજે તો વિદ્યાર્થીજીવન સમાપ્ત થયા બાદ–ડીગ્રી મેળવ્યા બાદ–મોટે ભાગે પ્રત્યેક વ્યક્તિ અનધ્યયનશીલ થાય છે. આમાં અપવાદરૂપે આપણે પ્રાધ્યાપકો, શિક્ષકો તથા અન્ય

શિક્ષણસંસ્થા સાથે જોડાયેલી વ્યક્તિઓને ગણી શકીશું. આ લોકો પણ જેટલો ફરજિયાત અભ્યાસ કરવો પડે તેટલો જ કરે છે, બાકીની તો ગાડી ગબડાવે રાખે છે. પૂ. શ્રી શાસ્ત્રીજીની પોતાને માટે આજીવનપર્યંત વિદ્યાર્થીઅવસ્થાની માન્યતાને લીધે શાળાભ્યાસ છૂટ્યા પછી પણ આજ સુધી તેમનું અધ્યયન અને અધ્યયન કરેલાનું પરિશીલન તો ચાલુ જ છે. દરરોજ બે ચાર નવીન ગ્રંથો ઉથલાવ્યા વિના તેમને ચેન જ પડતું નથી. તેમની આ ટેવને લીધે જ આપણે આગળ કહ્યું તેમ તેમને વ્યાકરણનો અભ્યાસ છૂટ્યાને લગભગ ચાળીસ વર્ષ થયા હશે, છતાં આજે પણ તે ગ્રંથ આપણે જ્યારે શંકા પૂછીએ ત્યારે તેમની આંખ સામે સુસ્પષ્ટ તરી આવે છે, એટલું જ નહિ કેટલીકવાર તો તેમના આ ગ્રંથોના શાસ્ત્રાર્થોની ધારણશક્તિ જોઇને કૌતુક કરવાનું પણ મન થઇ જાય. આ રીતે ગુરૂકૃપા, દીર્ઘપરિશ્રમ અને સતતઅભ્યાસને કારણે આજે પણ તેમનું અધ્યયન નવી જ છે, તેના સંસ્કારો આજની ક્ષણે પણ દઢ છે. આજના પોતાને સુધારક માનતા તથા પ્રાચીનોની મશ્કરી ઉડાવતા આંગ્લવિદ્યાવિભૂષિતોને વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરીને પદવી પ્રાપ્ત કર્યા બાદ પોતે જે વિષયોનો અભ્યાસ કર્યો હોય તે આટલા વર્ષોના સમય પછી સ્મૃતિપટમાં રહ્યા હશે કે કેમ તે શંકાસ્પદ જ વાત છે. આજે તો આગળ ભણે અને પાછળ ભૂલે—આગે પાઠ પાછે સપાટ—થઇ રહ્યું છે.

આ રીતે અધ્યયનકાલ લગભગ સમાપ્ત થવા આવ્યો હશે, ત્યારે એક અચાનક દેવી આપત્તિ આવી પડી. આ

આપત્તિ એટલે પ્લેગ. આપત્તિની જ્વાલાએ એટલી બધી મહાભયાનક નિવડી કે તેણે પાઠશાળાના પ્રાણસમા પૂ. શ્રી વામનશાસ્ત્રીને ભરખી લીધા–તેમનો ભોગ લીધો, પરિણામે પાઠશાળાનો દેહ પડયો–તે બંધ કરવી પડી હતી. હવે થોડું અધ્યયન તો બાકી રહ્યું હતું માટે શું કરવું તેના વિચારમાં બન્ને મિત્રો પડી ગયા. આ વખતે પૂ. શ્રી શાસ્ત્રીજીના વડીલ વૃદ્ધ થયા હતા, તેમનું શરીર કામ કરતું ન હતું તેથી તેમને પૂ. શ્રી શાસ્ત્રીજીની મદદની અપેક્ષા હતી. એક દિવસ વાત કરતાં કરતાં તેમણે કહ્યું હતું, 'બેટા! હવે અમે વૃદ્ધ થયા છીએ. જો તારે આગળ અભ્યાસ કરવો હોય તો તારા ખર્ચને માટે તારે જાતે જ વ્યવસ્થા કરી લેવી પડશે, અમે કોઈપણ જાતની મદદ કરી શકીએ તેમ નથી.' આમ વડીલની આર્થિક સહાયતા વિના આગળ અધ્યયન કેવી રીતે ચાલુ રાખવું–એ એક મહાન પ્રશ્ન પૂ. શાસ્ત્રીજી માટે થઈ પડયો.

પેશ્વાઓના કાળથી પુનાની વિદ્યાના ક્ષેત્રમાં ખ્યાતિ છે. 'દક્ષિણ હિંદુસ્તાનની કાશી એટલે પુના'–ખરેખર આ ઉક્તિ સાર્થ છે. માટે પેશ્વાઓના કાળમાં જેમ તે સરસ્વતી માતાનું પીઅર કહેવાતું તેમ આજના કાળમાં પણ એ ખરેખર સરસ્વતી માતાનું પીઅર છે. આથીજ બીજા શહેરોની વસ્તી કરતા પુના શહેરની વસ્તીમાં નાના બાળકોમાં પણ વિદ્યાર્થીઓની સંખ્યા વિશેષ જણાઈ આવે છે. શ્રી લોકમાન્ય તિલક, શ્રી ગોખલે, શ્રી રાનડે, શ્રી આપ્ટે, વિગેરે જેવા આંગ્લવિદ્યાવિભૂષિત અને સર્વમાન્ય વિદ્વાન્ નરરત્નો જેમ પુનાને અલંકારરૂપ

થઇ ગયા, તે પ્રમાણે પૌવાત્ય વિદ્યાવિશારદ મહામહોપાધ્યાય શ્રી વાસુદેવ શાસ્ત્રી પણ પુનામાં જ થઇ ગયા છે. કાશીના વિદ્વાન્ પંડિતરત્નો પણ જેને હર્ષથી કવિ કહીને બોલાવે છે એવા—શ્રી વાસુદેવ શાસ્ત્રી કે જેઓ 'બુવા'ના ઉપનામથી ઓળખાતા હતા—તેમણે પુનામાં એક પાઠશાલા ખોલી હતી. તે શાળાની તથા ગુરૂજીની દિવ્યતા અને તેજસ્વીતાની પ્રસિદ્ધિની વાતો સાંભળીને તથા પુના વિદ્યાવિનોદી લોકોથી વિભૂષિત શહેર છે માટે ત્યાં જવાથી કંઇક દ્રવ્યલાભ પણ વિદ્યાલાભની સાથે સાથે થશે, એ ઇચ્છાથી પૂ. શ્રી શાસ્ત્રીજીએ તથા શ્રી વિનાયક શાસ્ત્રીએ પુના જવાનો વિચાર કર્યો. શ્રી અણ્ણાએ આ બન્નેને તેમની આ અભિલાષામાં સંમતિ આપી, અને પોતાની શુભેચ્છા દર્શાવી આશીર્વાદ આપી વિદાય કર્યા.

પુનાની પાઠશાળામાં તો પૂ. શ્રી શાસ્રીજી તથા શ્રી વિનાયક શાસ્રી દાખલ થઇ ગયા; પરંતુ ત્યાંના વિદ્યાર્થીઓ સાથે તેઓ આત્મીયતા કેળવી શકયા નહિ—તેમણે ખૂબ પ્રયાસ કર્યો પણ તેનું પરિણામ શરૂઆતમાં તો શૂન્યમાંજ આવ્યું; કારણ કે પુનાના વિદ્યાર્થીઓમાં આ નવીન વિદ્યાર્થીઓ પ્રતિ સ્હેજહલકા પ્રકારની લાગણી હતી—તુચ્છતા હતી. તેઓ એમ માનતા હતા કે, 'નૈયાયિક ગુરૂ વળી વ્યાકરણ શું ભણાવવાનો હતો? માટે તેની પાસે વ્યાકરણનો અભ્યાસ કર્યો છે એમ કહેનાર શિષ્યો પણ હશે 'ઢણુના ઢ'. આ વિચારથી તેઓ આ નવીનો પ્રતિ ઉપેક્ષાની નજરથી જોતા હતા; પરંતુ ઘેટાના ટોળામાં ભરાયલા સિંહને જ્યારે પોતાનું સ્વત્વ ખબર પડે અને તે ગર્જના કરે ત્યારે જેમ

ચેટ એ ગભરાઈ જાય, તેમ જ્યારે આ વિદ્યાર્થીઓની વર્તણુંક તથા માન્યતાનું કારણ પૂ. શ્રી શાસ્ત્રીજીને ખબર પડ્યું ત્યારે તેઓશ્રીએ, જો કે વાસ્તવિક તેમ કરવાનો તેમનો સ્વભાવ ન હતો છતાં પણ પરિસ્થિતિજ તેવી ઉત્પન્ન થયેલી હોવાને લીધે પુનાની પાઠશાળાના વિદ્યાર્થીઓ સમક્ષ ચેલેંજ મૂકીને કહ્યું, 'લઘુશબ્દેન્દુશેખરમાંથી તમે ગમે તે પ્રશ્ન પૂછો હું જવાબ આપવા તૈયાર છું' ત્યારે માત્ર તેઓનાં મોઢાં કાળાં ઠીકરાં જેવા થઈ ગયા અને તેમનો ભ્રમ દૂર થયો. આ રીતે શરૂઆતના છ મહિના તો પૂ. શ્રી શાસ્ત્રીજી તથા શ્રી વિનાયક શાસ્ત્રીએ પુના પાઠશાલાના પ્રત્યેક વિદ્યાર્થીને પોતાની પાઠશાલા તથા ગુરૂના અભિમાનમાં ગરકાવ થયેલા જોયા એટલું જ નહિ પણ નાગાવની પાઠશાલાના ગુરૂ અને પાઠશાલા કે જેમાં તેઓશ્રીએ મહત્ત્વનો અભ્યાસ કર્યો હતો અને જેમને માટે તેઓશ્રીને ખૂબજ માન હતું તેમની ઉપેક્ષા કરતા જોયા હતા, તેથી તેઓથી સુખચેનમાં રહેવાતું ન હતું. પુનાના વિદ્યાર્થીઓને જેમ પાઠશાલા અને ગુરૂ માટે અભિમાન હતું તેમ આ નવીનોને પણ પોતાના નાગાવના ગુરૂજી તથા પાઠશાલા માટે તેટલોજ ગર્વ હતો, અને આ હોય તેમાં શું કંઇ વિશેષ કહેવાય!

આ કાળામાં એક દિગંબર શાસ્ત્રી જોષી નામક વિદ્યાર્થી હતા. તે ત્યાં અભ્યાસ કર્યા બાદ રત્નાગીરી સંસ્કૃત પાઠશાલામાં મુખ્ય અધ્યાપક થયા હતા આજે તેઓશ્રી શિષ્યસ્વામી પૂ. શ્રી શંકરાચાર્યની ગાદી પર આવેલા છે.

આ કૃષ્ણસુદામાની જોડી પુના ગઇ તે પહેલાં ઇંદોર જવું કે કેમ તેનો વિચાર કરતી હતી; કારણ કે ઇન્દોરમાં પણ

સરકારી સંસ્કૃત પાઠશાલા હતી, અને ત્યાં શ્રી બાળશાસ્ત્રી ભટ્ટ નામના એક ઉત્તમ વૈયાકરણી ગુરૂ હતા, માટે તેમની પાસે બાકી રહેલા વ્યાકરણના ગ્રંથોનો અભ્યાસ પુરો કરવાની ઈચ્છા હતી. પરંતુ ઇન્દોર બહુ દૂર પડે તેથી अक चेन्मधु विंदेत् किमर्थं पर्वतं व्रजेत्। એ ન્યાયથી દૂરના ગામમાં જઈને રહેવું તેના કરતાં સમીપમાંજ રહીને જો તે સગવડ થઈ શકતી હોય તો નિરર્થક દૂર શા માટે જવું? આ વિચારથી પુના જવું વધુ શ્રેયસ્કર લાગવાથી ઇન્દોર જવાનું માંડી વાળ્યું; કારણ કે અન્નપાનાદિની વ્યવસ્થાની દૃષ્ટિએ બન્ને શહેર લગભગ સરખા હતા. પુનામાં આ વખતે શ્રી એમ. પી. ઓક નામે એક સુપ્રસિદ્ધ વિદ્વાન્ સંસ્કૃતજ્ઞપંડીત રહેતા હતા. તેમની સાથે પૂ. શ્રી શાસ્ત્રીજીનો સંબંધ હતો તેથી તેઓ ત્યાં ગયા ત્યારે તેમને ત્યાં મુકામ રાખ્યો હતો.

પુના ઘણા પ્રાચીન કાળથી વિદ્યાદેવીનું પીઅર હોવાથી તેમાં પ્રત્યેક શાસ્ત્રના નામવર પંડિતરત્નો મળી આવે તે સ્વાભાવિક છે. શ્રી એમ. પી. ઓક આવા વિદ્વાન્ નરરત્નોમાંના એક હતા. તેઓશ્રીએ શરૂઆતમાં અંગ્રેજી ભાષાનો અભ્યાસ કરીને તેના ઉપર પ્રભુત્વ મેળવ્યા બાદ સંસ્કૃત ભાષાનો અભ્યાસ શરૂ કરી દીધો હતો, તથા તેમાં પણ અગ્રેસરપણું પ્રાપ્ત કર્યું હતું. જ્ઞાન અને વિજ્ઞાનના બન્ને ચક્ષુઓનો તેમણે આ રીતે યોગ્ય વિકાસ કર્યો હતો. સંસ્કૃત ભાષામાં વાઙ્મય અને વ્યાકરણ—આ બે વિભાગ છે. તેમાંના પહેલા ઉપર તેઓશ્રીએ સંપૂર્ણ હાથ જમાવ્યો હતો; કારણ કે તે કાળમાં વ્યાકરણ કરતાં વાઙ્મયની માંગ (Demand)

વધારે હતી. 'વ્યાકરણ વિના વાઙ્મય ઉપર પ્રભુત્વ આવે નહિ માટે જરૂરિયાત જેટલું સૂક્ષ્મ વ્યાકરણ તેઓશ્રી શીખ્યા હતા; પરંતુ વાઙ્મય ઉપર તો મુખ્ય મોરચો મંડયો હતો. તે કાળમાં આજની જેમ સંસ્કૃત ભાષાની મૃતભાષા–Dead Language ગણીને ઉપેક્ષા કરવામાં આવતી ન હતી. તેથી તો તે કાળમાં અંગ્રેજી શિક્ષણ પદ્ધતિ શરૂ થઈ હતી છતાં પણ સંસ્કૃતનું સ્થાન તો પ્રથમના જેવું જ માનનીય રહ્યું હતું, અને તે સ્થાન તેવું જ રહે તે માટે દૈવજ્ઞ સમાજના એક અગ્રગણ્ય નિષ્ઠાવાન્ પુરૂષ કે. નાનાશંકર શેઠની, મેટ્રીકની પરીક્ષામાં સંસ્કૃતના વિષયમાં સર્વોચ્ચ માર્ક લાવનાર બે વિદ્યાર્થીઓને ઇનામ આપવાની વાત જાહેર કરવામાં આવી હતી અને આ રીતે સંસ્કૃતની મહત્તા વધારવામાં આવી હતી. આ જાહેરાત કરવામાં આવી તે વખતે શ્રી એમ. પી. ઓક આમાનું એક ઇનામ જીતી ગયા હતા. આપણી ભાષા છે માટે જ તે વિષયનું અભિમાન અને તેની વ્યાપકતાને લીધે તેના દીર્ઘ અભ્યાસની આવશ્યકતા તે કાળમાં લોકોને લાગતી હતી; તેથી તો જીવનનિર્વાહના બારામાં શ્રદ્ધાવાન્ એવી પેઢીને વિદ્વાન્ અને અનુભવી વ્યક્તિઓના માર્ગદર્શનની પણ જરૂરિયાત લાગવા માંડી હતી. શ્રી ઓકે લોકોની આ જરૂરિયાતનો લાભ લેવા એક સંસ્કૃતનો વર્ગ ખોલ્યો હતો, તે પુરબ્રેશમાં ચાલતો હતો, લગભગ ૨૦૦ થી ૩૦૦ વિદ્યાર્થીઓ તેમાં ભાગ લેતા હતા.

શ્રી ઓક એક ઉત્તમ અને રસિક કવિ હતા. તેમની આ કાવ્યશક્તિનું દર્શન આપણને તેઓશ્રીએ જે સંપૂર્ણ અષ્ટાધ્યાયી કાવ્યમય કરી છે તેનાથી તથા જ્ઞાનેશ્વરીના પ્રથમ

છ. અધ્યાયેનું જે સંસ્કૃત ભાષાંતર કર્યું છે તેમના અવલોકન દ્વારા મળી શકે તેમ છે. જો આપણે ખાસ ઉદાહરણ જ જોઈતું હોય તો તેમણે મુંબઈનું વર્ણન કેટલું સાર્થ કર્યું છે તે જોઈએ:—

बहिस्त्या उशन्ति त्वदन्तर्निवासम् ।
त्वदन्तर्गतानां बहिर्गन्तुमिच्छा ।—

બહાર ગામડાઓમાં રહેલા મુંબઈ જવા ઇચ્છે છે અને મુંબઈમાંજ રહેનારા શેઠ કંટાળીને ગામડામાં—બહાર—જવા ઇચ્છે છે. પ્રાચીન અને અર્વાચીન વિદ્વાનોમાં અંગ્રેજી રાજ્ય વહીવટ શરૂ થયા પછી એક મોટો વૈચારિક ભેદ નિર્માણ થયો હતો. તે આ પ્રમાણેનો હતો કે, 'અર્વાચીન વિદ્વાન કાવ્ય શું કે તત્ત્વજ્ઞાન શું, ગમે તે ગ્રંથ લે, જેનો પણ અભ્યાસ કરશે તે તુલનાત્મક કરશે અને આજે પણ કરી રહ્યો છે; પરંતુ પ્રાચીન વિદ્વાનો તો કેવળ પોતે જે શાસ્ત્ર લીધું હોય તેમાં જ પ્રવીણતા મેળવે છે;' પરંતુ જો આપણે વિચાર કરીશું તો લાગશે કે પ્રાચીન વિદ્વાનોને આ અર્વાચીન પદ્ધતિ દુર્ગમ હતી એ માનવું બહુ ભૂલભરેલું છે; કારણ કે જે આગળ કહ્યું છે કે 'न खलु धीमतां कश्चिदविषयो नाम ।' તે ન્યાયાનુસાર આ પ્રાચીન પંડિતો પણ ધારે તો અલ્પ પ્રયત્નોમાં અર્વાચીનોની આ પદ્ધતિ અપનાવી શકે તેમ હોય છે એટલુંજ નહિ, તેઓને તેમાં હંફાવી શકે તેવા પણ હોય છે.

શ્રી ઓકનો વર્ગ તાંબેની વાડીમાં હતો. આ વર્ગદ્વારા શ્રી ઓકે પુરવાર કરી આપ્યું હતું કે, 'તેઓશ્રી એક સફળ શિક્ષક છે;' તેમની આ પ્રસિદ્ધિની ખબર પડતાં તેમને ન્યૂ

હૃદયમાં સ્થાન પ્રાપ્ત કરી શકે છે'–આ વાત પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજી જાણતા હતા તેથી કીર્તિરૂપી કન્યકાની વરમાળાએ પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજીની પસંદગી કરી હતી–તેમનું જ તે પતિવ્રતાદેવી અનુસરણ કરતી હતી–તેથી તેમનું જ નામ સુવિખ્યાત થયું હતું અને તેઓશ્રીજ જનતાના હૃદયમાં પોતાને માટે આદરયુક્ત સ્થાન મેળવવા ભાગ્યશાળી થયા હતા. પાઠશાલામાં આવતા પ્રત્યેક શ્રોતાને લાગતું કે 'ગીતા અને ઉપનિષદ્ પર જો આવું ઉત્કૃષ્ટ અને સરળ પ્રવચન કરતું હોય તો તે પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજીજ છે,' પરિણામે તેઓ પોતાની આ માન્યતાનો પ્રચાર કરતા અને શ્રોતાઓની સંખ્યા વધારતા હતા. આ રીતે જેમ જેમ ભિન્ન ભિન્ન રૂચિવાળી અભ્યાસી તથા નવજિજ્ઞાસુ વ્યક્તિઓ આવતી ગઇ તેમ તેમ ભિન્ન ભિન્ન વર્ગોની પણ શરૂઆત કરવામાં આવી હતી. માણસનો ગમે તેટલો ઉત્સાહ હોય, તેની ઇચ્છા તો પ્રત્યેકને સંતોષ આપવાની હોય છે, પણ આપણે જાણીએ જ છીએ કે આખરે માણસ માણસ જ છે તે દેવ નથી–તેથી તેની કાર્યશક્તિને પણ મર્યાદા હોય છે. તે પ્રમાણે તેઓશ્રીએ વિભિન્ન વર્ગો તો ખોલ્યા; પણ તેની પાછળ દેખરેખ રાખવાનું કાર્ય તેમનાથી એકલે હાથે બની શકે તેમ ન હતું તેથી તેઓશ્રી પોતાની પ્રતિષ્ઠા જાળવી શકે તથા શ્રોતાજનોના મનને સંતોષ આપી શકે એવો પોતાનો સમોવડિયો સહાયક શોધતા હતા, કારણ કે જો કોઈ ભળતા જ માણસને તેના આચાર, વિચાર કે વિદ્વત્તાની પરીક્ષા કર્યા વિના કાર્યભાર સોંપવામાં આવે તો કદાચ આજ દિન સુધીની તેમની

તથા પાઠશાળાની ખ્યાતિ પર પણ પાણી ફેરવી વાળે.

આગળ આપણે જોઈ જ ગયાં છીએ કે પૂ. શ્રી શાસ્ત્રીજીની દૃષ્ટિ સમક્ષ અભ્યાસ સમાપ્ત કર્યા બાદ ભાવિની આજીવિકાની સમસ્યાનો મહાન્ પ્રસંગ આવ્યો હતો. અભ્યાસ સમાપ્ત થયો તે વખતે પૂ. શ્રી શાસ્ત્રીજી પુનામાં જ રહેતા હતા; પુના વિષે આપણે થોડા પાના ઉપર લખી ગયા છીએ કે તે સરસ્વતી માતાનું પીઅર હતું, તેથી જેઓને કોઈપણ શાસ્ત્રના વિદ્વાન્‌ની જરૂર હોય તેઓ ત્યાં પ્રથમ શોધ કરતા હતા. પુનામાં વળી વિદ્યાવિનોદી લોક વિશેષ રહેતા હોવાથી બુદ્ધિમાન્ પંડિતરત્નને આજીવિકા માટે કદાપિ મુશ્કેલી પડતી ન હતી. આ સર્વે કારણોને લીધે શ્રી ઓક પૂ. શ્રી શાસ્ત્રીજીને પુનામાં વ્યવસાય કરાવવાનો વિચાર કર્યો હતો, વળી તેઓશ્રી ન્યૂ ઇંગ્લીશ સ્કૂલમાં શિક્ષક હતા. તથા તેઓશ્રી સુખ્યાતિ સંપન્ન પણ હતા, તેથી તેઓ પૂ. શ્રી શાસ્ત્રીજી માટે સર્વ વ્યવસ્થા કરી શકે તેવા હતા. પરંતુ જ્યારે તે સહૃદયી ગ્રહસ્થ શ્રી ઓકે પોતાનો વિચાર પૂ. શ્રી શાસ્ત્રીજીને જણાવ્યો ત્યારે તેમણે કહ્યું, 'આપના પ્રેમ બદલ હું આપનો ઉપકૃત છું; પરંતુ હું મારા પૂ. પિતાશ્રી તથા પૂ. કાકાશ્રીને પૂછયા વિના કંઈ નિશ્ચિત જવાબ આપી શકું નહિ'. આમ કહીને તેઓશ્રી વડીલને મળવા ગામ ગયા. ગામ આવ્યા ત્યારે કેટલાક કુટુંબીઓ મુંબઈ ગયા છે એમ તેમને ખબર પડી એટલે તેઓશ્રી પણ કાયમને માટે પુના જતા પહેલાં એક વખત સગાંસંબંધીઓને મળવા મુંબઈ ગયા, અને ત્યાં પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજીને ઘેર મુકામ રાખ્યો. શ્રી ઓક અને પૂ.

શ્રી નરહરિ શાસ્ત્રીજીનો થોડો સંબંધ હતો; કારણ કે गुणी गुणं वेत्ति । ન્યાયાનુસાર પરસ્પર વિદ્વાન્ હતા તથા સ્વક્ષેત્રમાં સુખ્યાતિ સંપન્ન પણ હતા, તેથી એક બીજાના વિદ્વત્તા માટેના પરિશ્રમની કદર કરી શકતા હતા, અને આ જ કારણને લીધે જો કે તેઓ પરસ્પરને મળ્યા તો ન હતા છતાં પણ એક બીજાના નામને માટેના આદરને લીધે પ્રેમની ગ્રંથિથી સુગ્રથિત થયેલા હતા. શ્રી ઓક કેટલીકવાર મુંબઇ આવતા હતા, તેમ આ વખતે પણ જ્યારે પૂ. શ્રી શાસ્ત્રીજી તેમના મામાને ત્યાં મુંબઇ આવ્યા હતા ત્યારે આવ્યા હતા. શ્રી ઓકને મુંબઇથી વરસઈ જવું હતું અને તેમને ખબર હતી કે પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજીનું વરસઇમાં ઘર છે, એટલે તેઓશ્રી પણ પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજીને ત્યાં આવ્યા હતા. મે મહિનાની રજાઓ પૂરી થવા આવી હતી, તેથી હાઇ સ્કૂલોમાં નવીન શિક્ષકો લેવાતા હતા, એક ઠેકાણે કામ કરવાવાળાઓને બીજે ઠેકાણે—ભિન્ન ભિન્ન સ્થળોનો અનુભવ આપવાના ઇરાદાથી–મોકલવામાં આવતા હતા. શ્રી ઓક જ્યારે મુંબઇ આવ્યા હતા અને આ વિષયની ગપ્પાગોષ્ઠી કરતા પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજી સાથે બેઠા હતા, ત્યારે વાત કરતા કરતા પૂ. શ્રી શાસ્ત્રીજીના વ્યવસાયનો વિષય નીકળ્યો એટલે પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજી બોલ્યા, ' તમારે તેને લઇ જવો હોય તો પગાર શું આપવાનો વિચાર કર્યો છે?' શ્રી ઓકે કહ્યું, ' ચાળીસ રૂપીઆ'. પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજીએ કહ્યું, 'આટલામાં ન ચાલે, પચાસ રૂપિયા તો ઓછામાં ઓછા આપવા જોઇએ'. શ્રી ઓકે કહ્યુ, ' ઠીક, મારે તમારો શબ્દ શિરો-

માન્ય છે. જો કે તે સંસ્થામાં હાલ હું કંઇ નથી, પણ ત્યાં શ્રી રાજવોડ, વિગેરે સર્વે લોકોનો મારા પ્રતિ એક ભૂતપૂર્વના શિક્ષક તરીકે આદર છે તેથી મને ખાત્રી છે કે મારો શબ્દ પાછો આવનાર નથી. પણ તમે હવે તેને મોકલી આપવાની હા કહો, એટલે પુના જઇ હું સર્વે વ્યવસ્થા કરી લઇશ. મહારાષ્ટ્રમાં આ શ્રી વૈજનાથ જેવું યોગ્ય રીતે કામ કરીને પોતાનો પ્રભાવ પાડે એવા બીજા શાસ્ત્રી મને દેખાતા નથી, જો કદાચ હશે તો મને ખાત્રી છે કે તેઓ આટલા વેતનમાં કબૂલ નહિ કરે. માટે હવે જો તમે કદાચ ના કહો તો અમારે અગતિક થઇને કોઇ ગ્રેજ્યુએટને નીમવો પડશે, અને મને ખાત્રી છે કે તે આનાથી ઓછા વેતનમાં આવશે નહિ, માટે ન્યૂ ઇંગ્લીશ સ્કૂલને શ્રી વૈજનાથની નિમણુંક કરવામાં કંઈ બાધ નહિ આવે.' પૂ. શ્રી શાસ્ત્રીજીને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેઓશ્રીએ શ્રી ઓકને કહ્યું, 'તમે કહો છો તે બધી વાત ખરી, પણ મને અંગ્રેજી જરા પણ આવડતું નથી, તો પછી મને શીખવવું કેમ ફાવશે?' શ્રી ઓકે જવાબ આપ્યો, 'તમારે તે માટે ચિંતા કરવાની જરૂર નથી. શરૂઆતમાં તમને એવું કામ સોંપવામાં આવશે કે જેમાં અંગ્રેજીની જરૂર નહિ પડે, અને પછીથી તો એક બે વર્ષમાં તમને અંગ્રેજીમાં પ્રોફેસર જેવા બનાવી દઇશ.'

જ્યારે આટલો બધો સુસ્પષ્ટ અને સચોટ પૂ. શ્રી શાસ્ત્રીજીનું ગુણગાન કરતો, તેમની વિદ્વત્તાની કદર કરતો શ્રી ઓકનો અને પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજીનો તથા શ્રી ઓકનો અને પૂ. શ્રી શાસ્ત્રીજીનો પ્રશંસનીય અને આહ્લાદક

સંવાદ થયો ત્યારે પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજીને લાગ્યું કે, 'આપણી પાસે લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે, માટે મોઢું ધોવા જવાની જરૂર નથી.' અર્થાત્ મારે પણ એક ઉત્કૃષ્ટ, સુશીલ અને સદ્ગુણી વિદ્વાનની જરૂર છે, આ રત્ન પગે ચાલીને ઘેર આવ્યું છે, તો પછી તેને ઠોકર મારીને અન્યના હાથમાં આપી દેવાથી શું ફાયદો ? વળી વિશેષમાં તેના પિતાશ્રી કે જે મારા બનેવી છે તેમના કુળ, શીલ, આચાર અને તેજસ્વીતા તથા તત્ત્વનિષ્ઠાની મને ખબર છે, આ તેમનો જ પુત્ર છે અને મારો ભાણેજ પણ છે તો પછી તેને જ હું શા માટે ન રાખી લઉં' આમ સર્વે વિચારો કર્યા બાદ તેમણે શ્રી ઓકને કહ્યું, 'જેવી તમારે વિદ્વાન પંડિતરત્નની જરૂર છે તેવીજ–બલ્કે તેથી પણ વધારે–મારે પણ સુશીલ પંડિતરત્નની જરૂર છે, માટે તેને હું જ રાખીશ.' શ્રી ઓક તો આ સાંભળીને અવાક્ જ થઇ ગયા, પછી ધીમે રહીને બોલ્યા, 'જો તમારે જ જરૂર હોય તો હું કંઇ બોલી શકતો નથી, તમારી જ વસ્તુ છે અને તેના ઉપર તમારો અધિકાર વધારે છે; તમે તેનો યથેચ્છ ઉપયોગ કરી, તેની શક્તિઓનો વિકાસ સાધી શકો છો.'

આ રીતે પૂ. શ્રી શાસ્ત્રીજી પુનામાં ન્યૂ ઇંગ્લીશ સ્કૂલમાં જવા માટે વડીલોની તથા સંબંધીઓની રજા લેવા આવ્યા હતા, પણ પ્રભુની ઇચ્છા તેમને પુના મોકલવાની ન હતી તેથી પુનાની વાત બાજુએ મૂકાઇ અને પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજી પાસે તેમની પાઠશાળામાં રહેવાનું તેઓશ્રીનું નક્કી થયું.

આ બનાવ પહેલાં પૂ. શ્રી શાસ્ત્રીજી અને શ્રી ઓઝે પૌર્વાત્ય તથા પાશ્ચાત્ય સાહિત્યના કવિઓના કાવ્ય વિષે, તુલનાત્મક અને વિવેચનાત્મક; ગુણદોષોનું પરીક્ષણ નિરીક્ષણ કરતો, એક ગ્રંથ લખવાનો વિચાર કર્યો હતો. બન્નેએ પોતાના ભગીરથ પ્રયાસોની શરૂઆત પણ કરી દીધી હતી; પરંતુ દૈવમન્યત્ર ચિન્તયેત્ I ન્યાયાનુસાર જો કે શ્રી ઓઝનો માનસિક ઉત્સાહ તો અદમ્ય અને અગમ્ય હતો, કિન્તુ ઉંમર થવાને લીધે તેમની શારીરિક શક્તિ દિનપ્રતિદિન ક્ષીણ થતી જતી હતી; પરિણામે આ કાર્ય ઉષાનું અજવાળું થતા પહેલાંજ રાત્રીના ગાઢ અંધકારમાં વિલીન થયું–અપૂર્ણ રહ્યું. જો આ ગ્રંથ બહાર પડયો હોત તો બન્ને સાહિત્ય માટે અદ્વિતીય અને અનુપમ એવું એક લલિત આભૂષણ થાત, કે જે વર્ષોના વર્ષો સુધી અનેક સાહિત્યાભ્યાસીઓને પ્રેરણા આપતું રહેત. बहुरत्ना वसुंधरा I–પૃથ્વીમાં અનેક નવરત્નો છે–નિયમાનુસાર આપણે અભિલાષા રાખીએ કે પ્રભુ અન્ય કોઇને આ મહદ્ કાર્ય માટે પ્રેરણા અને શક્તિ આપે.

# પ્રકરણ ત્રીજું

" વ્યવહાર "

હવે પૂ. શ્રી શાસ્ત્રીજીના જીવનરૂપી આગગાડી સંસારના પાટાઓ ઉપર આવવા જેટલી સામર્થ્યવાન્ થઇ હતી પૂ શ્રી શાસ્ત્રીજીના તથા આપણા બધાના પણ સદ્‌ભાગ્યે અને ઇશ્વર કૃપાથી તેમના ઘડવૈયાઓ સુશીલ, સદાચારસંપન્ન અને સુવિખ્યાત એવા વિદ્વાન્ પંડિતરત્નો હતા, તેથી તેઓશ્રી પણ તેવા જ થયા હતા પારસમણિ તો લોઢાનું સોનું બનાવે છે–તેને પારસમણિ બનાવતો નથી, પરંતુ ગુરૂ તો પોતાની બુદ્ધિનું અને હૃદયનું સર્વસ્વત્વ નિચોવીને શિષ્યને પોતાના સમાગમરૂપી સ્પર્શથી ગુરૂ બનવાનુ સામર્થ્ય આપે છે જો શિષ્ય સમર્થ હોય તો આપણે આગળ જઇને કહી શકીએ કે તે ગુરૂના ઉદાર હૃદયને शिष्यादिच्छेत् पराभवम् । સૂત્રનો અદ્‌ભૂત, અલૌકિક અને અનુપમ આનંદ આપે છે આદર્શ. અને સાચા ગુરૂની હંમેશા આજ અભિલાષા હોય

છે. આમ પારસમણિ જેવા ગુરૂઓએ પૂ. શ્રી શાસ્ત્રીજીને સમાનધર્મા બનાવ્યા હતા, કેટલાકોને તો પૂ. શ્રી શાસ્ત્રીજીએ પોતાના ઐદ્ધિક સામર્થ્યથી તેમની હૃદયની ઉચ્ચતમ અભિલાષા પણ પૂર્ણ કરી આપી હતી.

આપણે ગયા પ્રકરણમાં જોઇ ગયા છીએ કે પૂ. શ્રી શાસ્ત્રીજીએ મામાના પ્રેમ તથા આગ્રહને લીધે પુનામાં ન્યૂ ઇંગ્લીશ સ્કૂલમાં માસિક રૂપિયા ૫૦) નો જે પુરસ્કાર મળતો હતો તે ન સ્વીકારતાં તેમની જ પાસે પાઠશાલામાં રહેવા કબૂલ થયા હતા. પાઠશાલામાં તે વખતે પૂ. શ્રી શાસ્ત્રીજીને કેવલ રૂપિયા ૨૭-૮-૦ જ મળતા હતા, अर्थस्य पुरुषो दासः ન્યાયાનુસાર આપણને ખબરજ છે કે તત્ત્વનિષ્ઠ પુરૂષો કદિ પણ સામાન્ય માનવોની જેમ અર્થના—લક્ષ્મીના-દાસ થયા જ નથી, તેઓ દાસ હોય છે પોતાના તત્ત્વના. પૂ. શ્રી શાસ્ત્રીજી પણ એક તત્ત્વનિષ્ઠ હતા તેથી તેમણે પણ જોયું કે, 'સરસ્વતી માતાની સેવા કરવાનું, સંસ્કૃત ભાષાનો પ્રચાર કરવાનું અને વિદ્યાદાનદ્વારા જનસેવા કરવાનું જે મારૂં વ્રત છે તેનું અહીં સારી રીતે પાલન થઇ શકે તેમ છે; ભલે વેતન અલ્પ મળે. વેતન માટે તો મારે વિચાર કરવાનો નથી, મારે તો મારૂં કામ કરવાનું છે.' જો પૂ. શ્રી શાસ્ત્રીજીની જગાએ આજની કોઇ ફાયદાવાદી વ્યવહારૂ વ્યક્તિ હોય તે ક્યાં જાય તે શું કહેવાની જરૂર છે? કારણ કે તેને માટે તો જીવનના સર્વે કાર્યો, ધ્યેયો અને મહત્ત્વાકાંક્ષાઓનો સમાવેશ રૂપિયા, આના પાઇમાં જ થતો હોય છે. જે માનવ માટે ત્યાગ, પ્રેમ અને ભાવનાની ભાષા જ સમજતો

હોનો નથી, તેનો ત્યાગ, પ્રેમ અને ભાવના સર્વે અર્થને માટે જ હોય છે. પૂ શ્રી શાસ્ત્રીજીએ જે તત્ત્વનિષ્ઠાની ભાવનાથી આ મહાન્ ત્યાગ કર્યો છે તેની કલ્પના પણ આપણા મનમા આવવી અશક્ય છે, તો પછી શું અમારી કલમ તે વર્ણવી શકશે? જો પૂ શ્રી શાસ્ત્રીજીએ આ ત્યાગ ન કર્યો હોત તો શુ માધવબાગમાં શ્રીમદ્ ભગવદ્ગીતા પાઠશાળા ખૂલત? શુ આપણે આ રજત જયંતિ ઉજવવા ભેગા થઈ શકત? વિશેષ જો આગળ જોઈને કહુ તો આપણને તેમના વાગ્મ તરીકે આવા સદ્ગુણી, સુશીલ અને સદાચાર સંપન્ન પૌર્વાત્ય તથા પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો તુલનાત્મક અને વિવેચનાત્મક અભ્યાસ કરીને, આપણી ચિકિત્સક બુદ્ધિને સતોષે તેવા પ્રવચનોદ્વારા જીવનને યોગ્ય માર્ગદર્શન આપવાવાળા પૂ શ્રી પાંડુરંગ શાસ્ત્રીજી મળી શકત? આ વ્યક્તિ હજી તો તેના ખીલી રહેલા યૌવનરૂપી પુષ્પની મ્હેક આપણને આપી રહી છે, જ્યારે તેઓશ્રીનું યૌવનપુષ્પ સંપૂર્ણ વિકાસ પામશે–જ્યારે તે યૌવનની ટોચે પહોંચશે–ત્યારે કોને ખબર છે કે આ પ્રસુપ્ત મહાત્મા કયા હશે?

શરૂઆતમાં જ્યારે આ ગીતે પૂ શ્રી શાસ્ત્રીજીની નિમણુંક થઈ ત્યારે તેઓશ્રી પીકિટરોડ પરની શ્રીમદ્ ભગવદ્ગીતા પાઠશાળામા પ્રાથમિક સંસ્કૃત સાહિત્યના તથા કાવ્યવિનોદના વર્ગો લેતા હતા. ઉનાળાના પ્રખર તાપમા દિવસે સૂર્યના અસ્તિત્વ માટે શુ કોઈ દીવો લઈને જોવા જશે? તે પ્રમાણે પ્રખર બુદ્ધિમાન્ વ્યક્તિની બુદ્ધિપ્રતિભા

શું કદાપિ ઢાંકી રહે છે? શું તેના સમાગમમાં આવનાર અન્ય વ્યક્તિઓને આપણે કહેવું પડે છે કે આ બુદ્ધિમાન્ છે?' તેથી પૂ. શ્રી શાસ્ત્રીજીએ જેમાં હાડકાં નરમ કરવા પડે છે, તેવા તથા ભેજાનું દહીં કરી નાંખે એવા શાસ્ત્રોનો જે સતત્ પરિશ્રમદ્વારા દીર્ઘકાળ સુધી એકનિષ્ઠાથી અભ્યાસ કર્યો હતો તેનો પ્રકાશ ધીમે ધીમે તેઓશ્રી જે વર્ગો લેતા હતા તેના અભ્યાસીઓને દેખાવા લાગ્યો હતો. સાહિત્યનો વિષય એવો છે કે જે સામાન્ય રીતે સર્વસામાન્ય માનવોને સુગમ હોય છે તથા રસિકતા નિર્માણ કરે તેવો પણ હોય છે, પરંતુ તેને પણ પૂ. શ્રી શાસ્ત્રીજીએ પોતાની રસિક, પ્રેમાળ અને આનંદમયી વૃત્તિથી, તથા તેવી જ વાક્છટાથી મૂળ લેખકના હૃદયને સ્પર્શીને વિષયનું વિવેચન કરવાની શક્તિથી, શ્રોતાજનોને તેમાં એટલા બધા તો મસ્ત બનાવી દેતા કે તેઓ ઘડીભરને માટે ભૂલી જતા કે, 'આ એક શાસ્ત્રી આપણને સમજાવી રહ્યા છે; કારણ કે તેઓની મનોમય દૃષ્ટિ સમક્ષ તો તત્કાલીન વાતાવરણ અને લેખકની મૂર્તિ પ્રત્યક્ષ થતાં હતા. આ રીતે પૂ. શ્રી શાસ્ત્રીજીની વિદ્વત્તા કેટલી હતી તથા તેમનું ભાવોને પ્રદર્શિત કરવાનું સામર્થ્ય કેવું હતું તેનું વર્ણન તે કલા અનભિજ્ઞ અમારા જેવા સામાન્ય માનવો ક્યાંથી વિશેષ કરી શકે?—શાબ્દિક મૂલ્યાંકન પણ ક્યાંથી કરી શકે? આ વાત સત્ય છે કે કેમ તે તો જેઓને તેમના પ્રવચનોને શ્રવણ કરવાનો લાભ મળ્યો હોય તે જ જાણે, અન્યને કદાચ આ અતિશયોક્તિ કે શબ્દલાલિત્ય પણ લાગે.

પરંતુ સર્વારંભાઃ તણ્ડુલપ્રસ્થમૂલાઃ। માનવ ગમે તેટલો મહાન્

વૈયાકરણી હોય કે કવિતાઓમાં અખંડ રસ વહાવનાર ઉત્કૃષ્ટ કવિ હોય તો પણ જ્યારે ભૂખ લાગે ત્યારે વ્યાકરણના પાના ખાઈને તે ભૂખ મંતોષી શકતો નથી કે તરસ લાગે ત્યારે કાવ્યરસ પીને તૃષા છીપાવી શકતો નથી:—

> बुभुक्षितैर्व्याकरणं न भुज्यते ।
> पिपासितै. काव्यरसो न पीयते ।—

આ અચલસૃષ્ટિ નિયમથી પૂ. શ્રી શાસ્ત્રીજી પણ અલિપ્ત રહી શક્યા ન હતા. પૂ. શ્રી શાસ્ત્રીજીને તેમના વૃદ્ધ માતા પિતા, તથા ભાઈ અને પોતાના પરિવારની વ્યક્તિઓનું પણ ભરણ પોષણ કરવાનું હતું, મુંબઈ જેવા ખર્ચાળ શહેરમાં રહેવાનું હતું અને એક શાસ્ત્રીને શોભે તેમ બધા વ્યાવહારિક પ્રસંગોમાં વર્તવાનું પણ હતું અને અહીં તો ફક્ત રૂપિયા ૨૭–૮–૦ મળતા હતા તેથી ભરતી અને ઓટના–આવક જાવકના—છેડા બગબર મળી રહે તે માટે તેઓશ્રીને ખાનગી ટ્યુશનો કરવા પડતા હતા. તત્ત્વનિષ્ઠ તે તત્ત્વનિષ્ઠ. તેના પ્રત્યેક કાર્યમાં ભલેને તે નાનું હોય કે મોટું હોય તેની તત્ત્વનિષ્ઠા તો જણાઈ જ આવશે તે પ્રમાણે અહીં પણ પૂ. શ્રી શાસ્ત્રીજી સામાન્ય શિક્ષકની જેમ કોઈ પણ વ્યક્તિ ભણવાની ઇચ્છાથી તેમની પાસે આવે તો 'આટલા રૂપિયા આપશો તો આવીશ' એમ કહેતા ન હતા આટલું જ નહિ, તે વ્યક્તિ પણ જો કદાચ પૂછે કે, 'વેતન શું લેશો?' તો પણ એમ ન કહે કે 'આટલા રૂપિયા.' તે તો ઉપરથી કહેતા કે, 'તમારી રાજી ખુશીથી અને પ્રસન્નતાથી જરા પણ દિલમાં કચવાટ ન ઉત્પન્ન થતાં જે કંઈ આપવાની ઇચ્છા થાય તે આપજો.'

તેઓશ્રીએ 'પંડિતાઃ સમદર્શિનઃ'નું સૂત્ર બરાબર જીવનમાં ઉતાર્યું હતું. તેથી હિંદુ અને મુસલમાનનો ભેદ તેમની દૃષ્ટિમાં ન હતો. વિદ્યાપિપાસુ થઈને જે કોઇ, નાના કે મોટા, પુરુષ કે સ્ત્રી, સાહિત્ય કે શાસ્ત્ર શીખવાની જિજ્ઞાસાથી અથવા સામાન્ય સંસ્કૃત જાણવાની અભિલાષાથી પણ, તેમની પાસે આવે તો તેને તેઓશ્રી શિક્ષણ આપતા હતા. વીલ્સન કોલેજના એક મુસલમાન પ્રોફેસર મહમદઅલી પણ તેમના સંસ્કૃતભાષા શીખવા શિષ્ય થયા હતા.

પીકેટરોડની પાઠશાળાની પૂ. શ્રી શાસ્ત્રીજીની કારકીર્દીના બે વિભાગ પાડી શકાયઃ—પ્રથમ સાત વર્ષ આગળ કહી ગયેલા પ્રાથમિક વર્ગોદ્વારા વકતા તરીકેની પ્રાથમિક શક્તિઓના વિકાસ માટે અને બીજા આઠ વર્ષ આ શક્તિઓનો યોગ્ય વિકાસ થઇ ગયા બાદ તત્ત્વજ્ઞાનના ગ્રંથોના નિયમિત પ્રવચનકાર તરીકે.

પૂ. શ્રી શાસ્ત્રીજીએ હવે લગભગ સાત વર્ષ વિતાવ્યાં હતા અને શ્રોતાજનો પર પોતાની વિદ્વત્તા તથા બુદ્ધિપ્રતિભાના પ્રભાવનો પ્રકાશ પાડીને તેઓના હૃદયમાં અપૂર્વ સ્થાન મેળવ્યું હતું, સાથે સાથે પોતાનું પણ જીવનકમળ માનસિક અને બૌદ્ધિક વિકાસના વધતા જતા પ્રવાહમાં સુયોગ્ય રીતે વિકસાવ્યું હતું. સમયના વહેણ સાથે વિશાલતટ પર પથરાતાં જેમ નદીનું પાણી પણ સુકાવા માંડે છે, વસંતના આગમન વખતે નવપલ્લવિત થયેલા પ્રફુલ્લિત વૃક્ષોના પર્ણો પણ જેમ પાનખરમાં પીળાં થવા માંડે છે, શુક્લપક્ષમાં પ્રતિદિન વૃદ્ધિ પામતો પૂર્ણિમાને દિને પૂર્ણકળાએ પહોંચેલો ચંદ્ર પણ જેમ

કૃષ્ણપક્ષમાં દિનપ્રતિદિન ક્ષીણ થવા માંડે છે, તેમ પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજીની પણ, પોતાના ક્ષેત્રમાં અભ્યુદયના શિખરે પહોંચ્યા બાદ ઉંમર થવાને લીધે, શારીરિક શકિત જનસેવાના દવ્ય અને અલૌકિક કાર્યમાં દિનપ્રતિદિન ક્ષીણ થતી જતી હતી તેથી અગતિક થઇને તેઓશ્રીને પોતાનો કાર્યભાર હળવો કરવો પડયો હતો. શરૂઆતમાં જે કાર્યભારની સોંપણી માટેની ચિંતા હતી તે તો હવે તેમને હતી જ નહિ; કારણકે તેમણે પોતાનો મમોવ ો શિષ્ય તૈયાર કર્યો હતો અને આ શિષ્ય કોણ, તે આપ સર્વે સમજી જ ગયા હશો. આ રીતે આપણા પૂ. શ્રી શાસ્ત્રીજી વ્યાસપીઠ પર બેસવા ભાગ્યશાળી થયા હતા, અને અહીંથી આપણા પૂ. શ્રી વૈજનાથ શાસ્ત્રીજીની કારકીર્દીના બીજા ભાગની શરૂઆત થાય છે.

વ્યાસપીઠનું મહદ્, દિવ્ય અને પવિત્ર કાર્ય જે દિવસથી પૂ. શ્રી શાસ્ત્રીજીએ અંગીકાર કર્યું હતું, ત્યારથી તત્ત્વનિષ્ઠાને અનુસરીને તેઓશ્રીએ ટયુશનો આપવા જવાનું બંધ કર્યું હતું; કેટલાક લોકોએ પૂ. શ્રી. શાસ્ત્રીજીને આ સાહસ એકદમ કરવાની ના કહી; પરંતુ તેઓશ્રીએ તો સ્પષ્ટ રૂપમાં કહ્યું કે, 'મારે આવકનો વિચાર કરવાનો નથી, બે પૈસા ઓછા મળશે તો ચાલશે, પરંતુ વ્યાસપીઠનું પાવિત્ર્ય હું ટકાવી રાખીશ, કારણકે વ્યાસપીઠ ઉપર તત્ત્વજ્ઞાનના વિષયોનું પ્રવચન આપનાર શાસ્ત્રી આમ કદિ પણ કોઇના ઘેર ખાનગી ટયુશનો આપવા એક સામાન્ય શિક્ષકની જેમ જાય નહિ આવી ચાલતી આવેલી જે આચાર્ય પરંપરા છે તે અનુસાર મારે વર્તવાનું

છે.' આગળ આપણે જોઈજ ગયા છીએ કે પૂ. શ્રી શાસ્ત્રીજીએ જનતાના હૃદયમાં પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કર્યું હતું, તેથી પ્રવચનકાર તરીકે આજે તેઓશ્રી તદ્દન નવીન જ ન હતા; પરંતુ તેમને જે તત્ત્વજ્ઞાનના વિષયો પર પ્રવચન કરવાનું સોંપવામાં આવ્યું હતું તે કાર્ય અલબત તેમને માટે તદ્દન નવું જ હતું; પરંતુ તેઓશ્રી પોતાના ગુરૂરૂપ પૂ. મામાની સાન્નિધ્યમાં મુંબઇ રહેતા હતા તથા તેમના પ્રવચનો નિત્ય શ્રવણ કરતા હતા તેથી તત્ત્વજ્ઞાનના પ્રવચનકાર તરીકે વક્તાએ વિષયને કેવી રીતે પકડવો, તથા તેને ધીમે ધીમે કેવી રીતે વિકસાવવો, અને અંતમાં પોતે જે બોલે તેનો સારાંશ શ્રોતાઓના મગજમાં બરોબર ઠસાઈ જાય તે માટે, ટૂંકો પણ સચોટ ઉપસંહાર કરીને વિષયના પ્રવાહને કેવી રીતે વાળી લેવો, તે સર્વે વાતો તેઓશ્રી શીખ્યા હતા, માટે તેમને ખાસ તકલીફ પડી ન હતી. પ્રારંભમાં તેઓશ્રી દરરોજ સાંજે ગીતાજીનું પ્રવચન કરતા હતા, પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજી શિષ્યના વિકાસની પરીક્ષા લેવા દરરોજ સાંભળવા આવતા હતા. જ્યારે પૂ. શ્રી શાસ્ત્રીજી ગીતાજી ઉપર પ્રવચન આપતા હતા ત્યારે પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજી અને શ્રોતાજનોને લાગતું હતું કે, 'જેમ પૂર્ણિમાના ચંદ્રને જોઇને ગાંડો ઘેલો થયેલો સમુદ્ર પોતાનું ભાન ભૂલીને તેને ભેટવા ઉછાળા મારે છે, તથા પોતાની આ મસ્તીના આનંદથી કવિ હૃદયને અને રસિકજનોને જેમ ક્ષણવાર મસ્ત બનાવીને કલ્પનાની પાંખો દ્વારા અગમ્ય પ્રદેશમાં ઉડવા લઇ જાય છે તેમ આ એકનિષ્ઠ અને ઉત્સાહી નવયુવાન પૂર્ણાવતાર શ્રી કૃષ્ણચંદ્રના પવિત્ર

મુખારવિંદમાં જેનું ઉગમ સ્થાન છે એવી ગીતારૂપી પ્રેમ સુધાની પંકિત પંકિતમાં અને શબ્દેશબ્દમાં રમી રહેલાં ગૂઢ તત્ત્વજ્ઞાનને જોઇને પ્રભુપ્રેમની મસ્તીમાં તદાકાર થઇ જવાથી પોતાના દેહ અને સ્થાનનું પણ ભાન ભૂલી જાય છે, પરિણામે તેના મુખમાંથી જે અમૂર્ત ભાવોનો વાહક વાણીરૂપી મૂર્ત પ્રવાહ વહે છે તે દ્વારા તે આપણને પણ પ્રવચનના સમય સુધી વ્યાવહારિક વિકારો, વિચારો, અને ઉપાધિઓથી મુકત કરીને તેનામાં તદાકાર બનાવી મૂકે છે તથા ઇશચૈતન્યના સામર્થ્યનું ભાન કરાવે છે.' પૂ. શ્રી શાસ્ત્રીજીનું પ્રવચન કેવળ ભાવવાહી કે કલ્પનાના પ્રદેશમાં વિચરનારૂં અને હવામાં બાચકા ભરનારૂં તથા શ્રોતાજનોની માનસિક વૃત્તિને જ રસમય બનાવનારૂં ન હતું. તેઓશ્રીનું પ્રવચન શાસ્ત્રના ઊંડા વિષયોને પણ સ્પર્શતું હતું આથી તેમના બૌદ્ધિક વિકાસની પણ પરીક્ષા થતી, પરિણામે પ્રવચન સાંભળવા આવનાર શ્રોતાજનો પણ પોતે જે સાંભળ્યું હોય તેને બુદ્ધિની એરણ ઉપર ઘસીને ચકાસી શકતા હતા, અને શ્રવણ કરેલાનું મનન તથા નિદિધ્યાસન પણ તેમને માટે સહજ થઇ પડતું. પ્રારંભમાં સોંપવામાં આવેલા ગીતાના વર્ગો શ્રોતાજનોના મન અને બુદ્ધિને સંતોષ થાય તે રીતે લઇને પોતાની વાક્‌પ્રભુતા તથા વાક્‌પટુતાની પરીક્ષા પૂ. શ્રી શાસ્ત્રીજીએ આપી હતી અને તેમાં સફળતા મેળવી એટલે થોડા વર્ષો બાદ તેમને સવારના બ્રહ્મસૂત્ર, યોગદર્શન, વિગેરેના વર્ગો પણ સોંપવામાં આવ્યા હતા. આમાં નૈપુણ્ય દાખવ્યું એટલે પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજીએ પછી રવિવારના ઉપનિષદ્‌ના વર્ગો

ચલાવવાનું પણ પૂ. શ્રી શાસ્ત્રીજીને કહ્યું હતું. જેમ સોનું ઘસવામાં આવે તેમ વધારે ચળકાટ મારે છે, તે પ્રમાણે બુદ્ધિમાનને પણ જેમ તેની બુદ્ધિવિકાસના માર્ગો મળતા જાય તેમ તેમ તે પણ વધારેને વધારે તીક્ષ્ણ અને તેજસ્વી પ્રકાશ આપે છે. આથી પૂ. શ્રી શાસ્ત્રીજીને પણ જેમ વધુ વર્ગોની જવાબદારી આવી તેમ તેઓશ્રી કંટાળ્યા વિના દ્વિગુણિત માનસિક, શારીરિક તથા બૌદ્ધિક ઉત્સાહથી બધા વર્ગો લેતા હતા.

વિષયના પ્રવાહમાં વહી જતાં પહેલાં આપણે અહીં એક વાત ધ્યાનમાં રાખવી જરૂરી છે અને તે એ કે, 'પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજીને એક પુત્ર હતો.' આ પુત્રે હવે ધીમે ધીમે પ્રાથમિક વર્ગો લેવાની શરૂઆત કરી હતી. આ પાઠશાલા તો પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજીની હતી, તેઓશ્રી આપણને ખબર છે કે આપણા પૂ. શ્રી શાસ્ત્રીજીના મામા થતા હતા, તેથી જ તેમણે પોતાને ત્યાં ભાણેજને તેની પ્રાથમિક શક્તિઓનો વિકાસ થાય એ અભિલાષાથી રાખ્યો હતો. પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજીની સાન્નિધ્યમાં, તથા અંગત દેખરેખ નીચે અને યોગ્ય માર્ગદર્શનના આધારે પૂ. શ્રી શાસ્ત્રીજી તત્ત્વજ્ઞાનના એક ઉત્કૃષ્ટ પ્રવચનકારને છાજે તેવી શૈલીનો વિકાસ કરી શક્યા હતા, પૂ. શ્રી વૈજનાથ શાસ્ત્રી એટલે પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજીની 'Pocket-edition' આમ લોકો કહેતા હતા. આ માર્ગદર્શન બદલ તેઓશ્રી પોતાના પ્રવચનોમાં આજે પણ કેટલીક વાર કહે છે કે, 'હું મારા ગુરૂરૂપ પૂ. મામાનો ઋણી છું'. આજે પણ તેઓશ્રી પૂજા કરતી વખતે પોતાના સ્વ. પૂ. માતુશ્રી તથા સ્વ. પૂ. પિતાશ્રીને જેમ પગે લાગે છે તેમ આ સ્વ. પૂ. મામાને

પણુ લાગે છે. મામાની કૃપાથી તથા મામાનો પુત્ર નાનો હોવાથી, વ્યાસપીઠની જવાબદારી મામાની તબીયત ઠીક ન હોવાને કારણે પૂ. શ્રી શાસ્ત્રીજીને લગભગ આઠ વર્ષ મળી હતી. આ સમય દરમ્યાન મામાના પુત્રે વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યો હતો તથા તે પાકી ઉંમરના પાઠશાલાનો કાર્યભાર વહી શકે તેવા પણ થયા હતા તથા તેઓએ પાઠશાલામાં પ્રાથમિક વર્ગો લેવાની શરૂઆત પણ કરી હતી, તેથી પૂ. મામાની ગાદી ઉપર પ્રથમ હક તેમનોજ હોવાથી અને પોતાને તો પૂ. મામાની કૃપાથી પોતાની પ્રાથમિક શકિતઓનો વિકાસ કરવાની તક મળી હતી, એમ માનનાર વિનયી શિષ્યે પૂ. મામા કદાચ પ્રેમને લીધે આપણને કંઇ ન કહે તો પણ એક ગુણજ્ઞ અને અદર્શ તત્ત્વનિષ્ઠ વ્યકિત તરીકે આપણી ફરજ છે કે આપણે આ સગવડનો ગેરલાભ ઉઠાવવો ન જોઈએ તથા બીજાના હક ઉપર તરાપ ન મારવી જોઇએ-આમ વિચાર કરતાં તેઓશ્રીને લાગ્યું તેથી જેમ વૃદ્ધરાજાને બાળપુત્ર હોવાથી રાજ્યચક્ર પ્રધાન ચલાવે અને તે બાળપુત્ર મોટો થાય ત્યારે પાછો તેને સર્વસ્વ આપી દે, અને તે પોતાના મૂળસ્થાન પર ચાલ્યો જાય-બંડ કરીને રાજા થવાનો પ્રયત્ન ન કરે-તે પ્રમાણે તેઓશ્રીએ પણ એક દિવસે ગુરૂપુત્રનો ઉત્કર્ષ થાય એ અભિલાષાથી ગુરૂપુત્રના લાભાર્થે ગુરૂનું સ્થાન તેમને સોંપી દીધું.

ખરેખર કેવું ઉચ્ચ અને ઉદાર હૃદય! કેવું દિવ્ય, પવિત્ર, તેજસ્વી અને આદર્શમય જીવન! આનું જ નામ ત્યાગમય ગૃહસ્થાશ્રમ-અનાસક્ત ગૃહસ્થાશ્રમી.

જ્યારે પૂ. શ્રી શાસ્ત્રીજીએ આ રીતે ગુરૂપુત્રને તેમનું સ્થાન સોંપી દીધું ત્યારે તે વખતના એક શ્રોતાજન શ્રીમાન્ ત્રિભોવનદાસ નરોત્તમદાસ માળવી (સોલીસીટર) પૂ. શ્રી શાસ્ત્રીજીને તે પાઠશાલાના દાદર પરથી નીચે ઉતર્યા ત્યારે મળવા ગયા અને કહ્યું, 'શાસ્ત્રીજી ! આવી રીતે જીવનનિર્વાહની અન્ય વ્યવસ્થા કર્યા વિના ક્યાં ચાલ્યા જાઓ છો? તમે કંઈ એકલા ખાવા નથી કે ગમે ત્યાં ફરીને ભિક્ષાન્ન મેળવીને પેટ ભરી શકશો, તમારે સંસાર પરિવારની ચિંતા છે માટે તેમનો તો જરા વિચાર કરો.' પૂ. શ્રી. શાસ્ત્રીજીએ આ વખતે 'શ્રી માળવી સોલીસીટર સાહેબને જે જવાબ આપ્યો હતો તે ખરેખર તેમની અદ્ભૂત તત્ત્વનિષ્ઠા અને તેજસ્વીતાનું જ પરિણામ હતું; તે જવાબ આ પ્રમાણેનો હતો:—'શ્રી સોલીસીટર સાહેબ ! હું કંઈ આજના જમાનાનો ગ્રેજ્યુએટ નથી કે જેને એક નોકરી જાય, તો બીજી નોકરી કેમ મળે તેની ચિંતા થાય. હું શાસ્ત્રી છું, તત્ત્વજ્ઞાનનો યથાશકિત મેં અભ્યાસ કર્યો છે, મરાઠી મારી માતૃભાષા છે અને ગુજરાતી તમારી સાથે રહીને શીખ્યો છું માટે મારે માટે ગુજરાત અને મહારાષ્ટ્ર બે વિશાળ પ્રાંતો પડ્યા છે, તેથી મને ખાત્રી છે કે હું દાળ રોટલાને મોંઘો નહિ થાઉં, તેથી તમારે ચિંતા કરવાની જરૂર નથી, મારી ચિંતા કરનાર મારો પ્રભુ છે અને તેણે મને જે પ્રેરણા આપી તે પ્રમાણે મેં આચરણ કર્યું છે, માટે મારે હવે સંસારપરિવારની ચિંતા કરવાની જરૂર નથી.'

આ રીતે તેઓશ્રીએ તો પોતાનું કર્તવ્ય સમજીને ગુરૂ-

પુત્રને ગુરૂનું સ્થાન પોતે જે તત્ત્વનિષ્ઠા અને તપશ્ચર્યાથી ગુરૂની જેમ જ પવિત્ર અને પુનિત રાખ્યું હતું તેને તેવું જ રાખવાની જવાબદારી સોંપીને ત્યાંથી નિવૃત્ત થયા. તેઓશ્રીના નિવૃત્ત થવાથી ત્યાંના શ્રોતાજનોને આદર્શ અને પ્રેમાળ ભ્રાતૃવિરહનું ખૂબ દુઃખ થયું હતું, પણ તેઓ સર્વે લાચાર હતા-નિરૂપાય હતા.

પીકેટ રોડ ઉપર આવેલી શ્રીમદ્ ભગવદ્ ગીતા પાઠશાલામાં પૂ. શ્રી. શાસ્ત્રીજીએ એક આચાર્યને છાજે તે રીતે તત્ત્વજ્ઞાનના કઠિન વિષયો પર કોઇની પણ હકૂમત નીચે રહ્યા વિના સ્વતંત્ર રીતે કામ કર્યું હતું તેથી હવે તે પાઠશાલા છોડ્યા પછી પૂ. શાસ્ત્રીજી માટે બેજ માર્ગો ખૂલ્લા હતા-

(૧) ક્યાં તો अनन्याश्चिंतयन्तो माम्। કહેનારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખીને જ્યારે પાઠશાલામાંથી કાયમને માટે નીકળ્યા હતા તે વખતે જે સ્થાન હતું તેવું સ્થાન અન્યત્ર ન મળે ત્યાં સુધી બેસી રહેવું; અથવા તો

(૨) પોતની પાસે વિદ્યા હતી-શાસ્રી પણ હતા-ગુજરાતી અને મરાઠી બે ભાષાઓ આવડતી હતી-માટે તેમનો ઉપયોગ કરવા ક્યાં તો કોઇ શાળામાં શિક્ષક થવું અથવા ખાનગી ટયુશનો આપવાં, કિંવા આજીવિકા માટે ભિન્ન ભિન્ન સ્થળોએ પ્રવચનો કરવા દોડવું.

પ્રથમ માર્ગ ઉત્કૃષ્ટ અને ઉચ્ચતમ હતો. તેમાં તત્ત્વનિષ્ઠની તપશ્ચર્યાની અગ્નિ પરીક્ષા હતી; દ્વિતીય નિકૃષ્ટ તો નજ કહેવાય, પરંતુ આપદ્ધર્મ તરીકે સ્વીકાર્ય કહેવાય-તે

વ્યવહાર માર્ગ હતો. માનવની જેવી વૃત્તિ હોય, જેવો માનસિક તથા બૌદ્ધિક વિકાસ હોય, જેવી જીવન તરફ જોવાની દૃષ્ટિ હોય, તેવોજ માર્ગ તેને હંમેશાં ગમે છે. પૂ. શ્રી શાસ્ત્રીજીનો માનસિક તથા બૌદ્ધિક વિકાસ સામાન્ય વ્યવહારૂ માનવ કરતાં જરૂર કંઈક અંશે સવિશેષ હતો એમ આપણને આટલું વાંચ્યા પછી તો લાગશેજ, માટે તેઓશ્રીએ દ્વિતીય માર્ગ ગ્રહણ ન કરતાં પ્રથમનું અનુસરણ કર્યું હતું.

પ્રભુએ न मे भक्तः प्रणश्यति । સૂત્રદ્વારા આત્મસમર્પણ કરનારા ઉચ્ચ અને આદર્શ ભક્તોને આપત્તિમાં પણ ધીરજ રાખવાનું કહ્યું છે. જેઓ આ આપત્તિરૂપી અગ્નિપરીક્ષામાં પ્રભુ ઊપર અચલનિષ્ઠા રાખી શકે છે તેઓને આ સૂત્રનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. પૂ. શ્રી શાસ્ત્રીજીને પણ આ સદ્ભાગ્ય મળ્યું હતું. પાઠશાલામાં ગુરૂપુત્રને તેનું સ્થાન સ્વેચ્છથી અર્પણ કર્યાં પશ્ચાત્ પૂ. શ્રી શાસ્ત્રીજીને બે ત્રણ માસ ઘેર બેસી રહેવું પડયું હતું. પાઠશાલામાં જ્યારે તેઓશ્રી જતા હતા તે વખતના શ્રોતાજનો માંહેના એક ગુણજ્ઞ શ્રોતાજન શ્રીમાન્ હરિલાલ માણેકલાલ બેચરને આ વાતની ખબર પડી. તેઓશ્રીએ આગળ કહી ગયેલા શ્રી માઝવી સોલીસીટર સાહેબને તથા શ્રી હીરાલાલ મુનીમને આ વાત જણાવી અને કહ્યું કે, 'ઉપયોગના અભાવે યુવાન અને તત્ત્વનિષ્ઠ પંડિતરત્નની વિદ્યારૂપી લક્ષ્મી સડી જાય છે. ભોગવિલાસ માટે આપણે હજારો અને લાખો રૂપિયા ખર્ચીએ છીએ તો શું તેમાં કાપ મૂકીને એક આદર્શ અને ઉત્સાહી એવા તત્ત્વનિષ્ઠ વિદ્વાનને તેની શક્તિઓના વિકાસદ્વારા જનસમાજના હિતના કાર્યમાં

ન યોજી શકીએ ?' આ તો ત્રિપુટી હતી–શરીર જુદાં હતાં પણ તત્ત્વજ્ઞાનના યોગ્ય શ્રવણ, મનન અને નિદિધ્યાસન દ્વારા માનસિક એકતા સંપન્ન હતા–તેથી તેઓએ કહ્યું, 'તમારી વાત ખરી છે, પણ શું કરીએ ?' હરિલાલભાઈએ કહ્યું, 'કેમ, શું કરી શકીએ ? આપણે શું ન કરી શકીએ ? ઉંમરમાં ભલે વૃદ્ધ થવા આવ્યા હોઇશું પણ માનસિક યુવાવસ્થ'ના સામર્થ્ય દ્વારા તો આકાશને બાંધી શકીએ, પર્વતને ચૂર્ણ કરીએ અને પવનની ગતિ મંદ પાડી દઇએ. આપણે આપણા પૂ. ગુરૂ શ્રી નરહરિ શાસ્ત્રીજી પાસેથી તો સાંભળ્યું છે ને કે ભારતીય સંસ્કૃતિના તત્ત્વજ્ઞાનના પ્રચારદ્વારા જનસમુદાયમાં રહેલી પ્રસુપ્ત શક્તિઓ જાગૃત કરવા ગલીએ ગલીએ પાઠશાલાઓ ચાલવી જોઇએ ? તો પછી પાઠશાલાને ચલાવે તેવી યોગ્ય અને ઉત્સાહી વ્યક્તિ પૂ. શ્રી વૈજનાથ શાસ્ત્રીજી આજે તેમનો સમય જે નિરર્થક ગુમાવી રહ્યા છે તેમને પુનઃ આ કાર્ય માટે આપણે પ્રેરણા આપીએ અને તેઓની શક્તિઓનો પ્રવાહ આ તરફ વાળીએ, કે જેથી તે પથરાઇને સૂકાઇ ન જાય'.

આમ વિચાર વિનિમય બાદ તેઓ સર્વે પૂ. શ્રી શાસ્ત્રીજીને ઘેર ગયા અને કહ્યું, 'અમારે ગીતા પાઠશાલા ખોલવી છે, તમે આવશો ?' પૂ. શ્રી શાસ્ત્રીજીએ કહ્યું, 'બોલાવશો તો જરૂર આવીશ, પ્રેમથી બોલાવો તો શા માટે ન આવું ? ગીતાનો પ્રચાર એટલે મારા પિતાશ્રીના વાઙ્મયનો પ્રચાર છે. પિતાના યશોગાન કયો અભાગી પુત્ર ન ગાય ? લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે કોણ મોઢું ધોવા જાય ?

તે પ્રમાણે આજે તમે કે જેઓના પર તે માતાની મહેરબાની છે, અને સાથે સાથે પિતાની પણ છે કે જેથી આ સુવિચાર મનમાં આવ્યો છે; તેઓ મને નિમંત્રણ આપવા આવ્યા છો તો પછી હું શા માટે તે ન સ્વીકારું ?—આમ કહીને તેઓશ્રી આ ત્રણેને એકદમ ભેટી પડયા અને પ્રસન્ન હૃદયે પ્રભુનો ઉપકાર માનતા હર્ષાશ્રુસહિત સંમતિ આપી અને આ સજ્જનોને જે અમૂર્ત દિવ્ય યોજનાને મૂર્ત-સ્થૂલ સ્વરૂપ આપવું હતું તેમાં સ્વસંમતિ દ્વારા પ્રાણસંચાર કર્યો; કારણકે પૂ. શ્રી શાસ્ત્રીજી પાઠશાલાના પ્રાણ કહી શકાય, તેઓશ્રી ન હોય તો પ્રાણ વિનાના નિશ્ચેતન-જડ-દેહની જેવી દશા થાય તેવી જ પાઠશાલાની પરિસ્થિતિ થાય.

આ રીતે જ્યારે, ધરતીના પ્યારા નાના નાના ખેડૂના બાલકો જેની મ્હેરને લીધે સર્વેને પ્રાણદાયિની એવી પૃથ્વી-મૈયાને ચેતનવંતી તથા પ્રફુલ્લિત થયેલી લળી લળીને જોતા હતા તથા આનંદમાં મસ્ત બનીને એક બીજાને વધાવી લેતા હતા, એક દેશસ્થ થઈને રહેલા પ્રવાજિતો ફરી પાછું પોતાનું મત અપનાવવાના દિવસો સમીપમાં આવ્યા છે એ વિચારથી અનેરો આનંદ અનુભવતા હતા, નાના તપોવનોમાં અભ્યાસ કરતા જગતના વ્યાવહારિક વિકારો અને વિચારોથી વંચિત નિર્દોષ બાલકો નિર્મળ અને પરમ પ્રેમદાયિની નિત્યયૌવના એવી શારદા માતાના પૂજનના દિનોની પ્રતીક્ષા કરતા હતા, પક્ષીઓ કિલ્લોલ કરતા હતા, મયૂર કળા કરી નાચતો હતો, ચાતક પણ પ્રેયસીના મિલનથી મસ્ત બન્યું હતું, પશુઓ પણ મત્તપ્રમત્ત બનીને નિરંકુશ હાથીની જેમ અહીં તહીં

કૂદતા હતા, વિરાટ વિશ્વ પર લીલા રંગની પ્રસન્ન ચાદર પાથરીને વિશ્વના પ્રાણી માત્રના મનને તેના રંગથી હરિત કરીને અને વિશ્વના માનવોને ખાસ 'મદં દદ્વિર્ં યદવન્તિ દેવા ।' —નો દિવ્ય અને સુમધુર સંદેશો આપતા, આવી અલૌકિક સષ્ટિ શોભાના રચયિતા, વર્ષાના મેઘો, આકાશને શુભ્ર સ્વચ્છ બનાવતા તથા કવિજનોને દિવ્ય અને પવિત્ર પ્રેરણાઓનું પાન કરાવતા, પોતાના પ્રયત્નો સાર્થક થયા છે એમ માનીને વિદાય લેતા હતા, ત્યારે આવા રમણીય, સુમધુર અને પવિત્ર આનંદકારી મંગલમય વાતાવરણ પ્રસરાવનાર દિનોમાં જેઓએ આયુષ્યનો મુખ્ય અને મોટો ભાગ યૌવનકાળ, કે જેમાં સાંભળેલું સાર્થક થાય છે, તેમાં એકાગ્રચિત્ત પૂર્વક સાવધાન થઈને વે. શા. સં. પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજીના ગીતાજીના પ્રવચનોનું શ્રવણ કર્યું હતું તેવા—સ્વ. શ્રીમાન્ શેઠશ્રી ત્રિભોવનદાસ નરોત્તમદાસ માળવી (સોલીસીટર), સ્વ. શ્રીમાન્ શેઠ શ્રી હીરાલાલ રણછોડદાસ મુનીમ, તથા પોતે વાવેલા વૃક્ષના ફળોનો આસ્વાદ લેવા ભાગ્યશાળી એવા સૌજન્યમૂર્તિ શ્રીમાન્ શેઠશ્રી હરિલાલ માણેકલાલ ભેચર–બહુશ્રુત વયોવૃદ્ધો કે જેઓ ઉંમરમાં વૃદ્ધ હતા પણ માનસિક પરાક્રમમાં તો યુવા ષોડશવર્ષવત્। ભીષ્મપિતામહના જેવા હતા તેઓને 'આપણી ભારતીય સંસ્કૃતિના તત્ત્વજ્ઞાનના પ્રચારાર્થે ગલીએ ગલીએ તત્ત્વ જ્ઞાનની પાઠશાલાઓ ખૂલવી જોઇએ'—એ દિવ્ય સંદેશાનું સ્ફુરણ થયું હતું; અને તેને આચારમાં મૂકવા તેઓશ્રી આગળ કર્યું તેમ પૂ શ્રી શાસ્ત્રીજી પાસે સંમતિ લેવા ગયા હતા. આવું અલૌકિક અને દિવ્યવાતાવરણ કાળચક્રમાં અનેકવાર આવે છે

અને જાય છે; પરંતુ અબુધજનો તો આ યથેચ્છ ભોગવિલાસનો સમય ઘણીને ભોગાસક્ત બની કાળના કરાલ મુખમાં ઘસડાતા જાય છે, या निशा सर्वभूतानाम। નું સૂત્ર જેઓએ જીવનમાં ઉતાર્યું હોય તેવા યોગીઓજ આની મહત્તા સમજે છે અને પોતાની યોગસાધનામાં તત્પર બને છે, તથા સમાગમમાં આવનાર અન્યને તેના વ્યસની બનાવવા યત્ન કરે છે, તદ્‌અનુસાર આ ત્રિપુટીએ પણ પોતાની દિવ્ય યોજના પાર પાડવાના ભગીરથ પ્રયત્નો આરંભી દીધા હતા.

ત્યારબાદ આ ત્રિપુટી તથા પૂ. શ્રી શાસ્ત્રીજીએ વિચાર કર્યો કે, 'પાઠશાલાની સ્થાપના એવા સ્થાન પર થવી જોઇએ કે જ્યાં સામાન્ય રીતે સમાજના ધાર્મિક અને ભાવિક માનવોને આવવા જવાનું થતું હોય, વળી તે સ્થાન સુપ્રસિદ્ધ અને જાહેર જનતાને આવવા જવાની સગવડવાળું હોવું જોઇએ, આટલુંજ નહિ તેને અનુકૂલ રમણીય, પવિત્ર અને સુમધુર વાતાવરણ આસપાસ હોય તથા જનસમુદાયના વ્યાવહારિક ગડબડ ઘોંઘાટથી દૂર હોય'. પૂ. શ્રી શાસ્ત્રીજીએ વિશેષમાં કહ્યું કે, 'આપણી પ્રાચીન પ્રણાલિકા અનુસાર તો દેવમંદિરોની સમીપ આવી તત્ત્વજ્ઞાનની પાઠશાલાઓ ચાલતી હતી; કારણકે ત્યાં આવું વાતાવરણ તથા સગવડતા સુલભ હતાં'. પૂ. શ્રી શાસ્ત્રીજીની આ અભિલાષા જાણીને તેઓમાંના શ્રી માળવી સોલીસીટર સાહેબ કે જેઓનો તે વખતના માધવબાગના ટ્રસ્ટી સર જગમોહનદાસ વરજીવનદાસ માધવદાસ શેઠ સાથે સગા ભાઇ જેવો સંબંધ હતો તેમને મળ્યા અને સર્વે વાત કહી. ટ્રસ્ટી સાહેબ તો પ્રભુના બાગના—માધવના બાગના—ટ્રસ્ટી હતા—

માળી હતા, તેથી તેમને તો આ દિવ્ય કામ લાગ્યું. વિશેષ જ્યારે તેમણે પૂ. શ્રી શાસ્ત્રીજીની અભિલાષા જાણી ત્યારે તો તેમને અનહદ આનંદ થયો અને તેમને પણ વિચાર આવ્યો કે, 'મંદિરને તો દરરોજ ઝાડુ મારીને સ્વચ્છ રખાય છે, તેની મૂર્તિમાં પ્રાણપ્રતિષ્ઠા પણ કરવામાં આવી છે; પરંતુ તેમાં આવનાર માનવોના મનમાં તત્ત્વજ્ઞાનના શ્રવણાદિ દ્વારા જો ઝાડુ નહિ મારવામાં આવે તો તેમના જીવનમાં પ્રભુની પ્રાણપ્રતિષ્ઠા નહિ થાય માટે માનવોના જીવનરૂપી બાગને અહીં પાઠશાળાદ્વારા દિવ્ય પ્રેરણાઓનું પાણી મળશે' આવા ઉચ્ચ અભિલાષથી તેઓશ્રીએ તો તરતજ સંમતિ આપી અને કહ્યું, 'જાઓ પૂ. શ્રી શાસ્ત્રીજીને કહો કે માધવબાગના કંપાઉન્ડમાં બે હોલ છે, તેમાંથી જે ગમે તે તમારી પાઠશાળા માટે પસંદ કરો અને ગીતાના ઘોષદ્વારા આ પવિત્ર ભૂમિનું વાતાવરણ કાયમ માટે પવિત્ર અને પ્રેરણાદાયી બનાવો ? આમ શ્રી માળવી સોલીસીટર સાહેબના પ્રયત્નો તથા ઓળખાણને લીધે પાઠશાળા માટે માધવબાગનું રમ્ય અને મનોહર સ્થલ કે જ્યાં સાક્ષાત્ લક્ષ્મીનારાયણ વાસ કરે છે ને તેના તે વખતના મહાનુભાવ ટ્રસ્ટીઓના ઉદાર હૃદયને લીધે મળ્યું હતું. આજે જો કે ટ્રસ્ટીઓ સ્થૂલ શરીરથી બદલાયા છે, પણ તેમની ભાવના બદલાઈ નથી તેથી પરંપરાગતની નૈસર્ગિક ઉદારતાના ફલરૂપે આ પાઠશાળા હજી પણ તે જ સ્થળે ચાલે છે, અને ભવિષ્યમાં લક્ષ્મીનારાયણની કૃપા હશે તો ચાલશેજ.

માધવબાગના તે વખતના ટ્રસ્ટી સર જગમોહનદાસ શેઠે જે ચિઠ્ઠિ પૂ. શ્રી શાસ્ત્રીજી પર શ્રી માળવી સોલીસીટર સાથે



વૈજનાથ શાસ્ત્રીજી

પૂજ્ય શ્રી વૈજનાથ શાસ્ત્રીજી

મોકલી આપ્યો હતો, તે અનુસાર માધવબાગમાં કયા સ્થળ ઉપર પાઠશાળાની સ્થાપના કરવી તેના નિર્ણય માટે પૂ. શ્રી શાસ્ત્રીજી માધવબાગના ટ્રસ્ટીઓ તથા આ ત્રિપુટી ફરવા નીકળ્યા હતા. માધવબાગના કંપાઉન્ડમાં આવ્યા બાદ તેઓ સર્વે હાલ જ્યાં આપણી પાઠશાલા છે તે જમણા હાથના ભાગ તરફ વળ્યા અને દાદર પાસે ગયા. તે વખતે તો આ જગા ઉપયોગના અભાવે ખિસ્માર હાલતમાં પડી હતી, છતાં પણ તેઓ ધીમે ધીમે ઉપર આવ્યા. ઉપર આવતાની સાથેજ તેઓએ એક આશ્ચર્યકારક બનાવ જોયો. આગળ કહ્યા પ્રમાણે પીંછાનો કલાપ પ્રસારીને નૃત્ય કરવાના મયૂરને પ્રિય વર્ષાના સુમધુર દિવસો હતા, તેથી જ્યાં હાલ આપણી પાઠશાલા છે ત્યાં પણ તે દિવસે મયૂર કળા કરીને પ્રકૃતિના આનંદમાં મસ્ત બનીને, માનવહૃદયમાં થનગનાટ ઉપજાવે તેવા તાલબદ્ધ નૃત્યદ્વારા નિસર્ગ દેવીની ઉપાસના કરી રહયો હતો. પૂ. શ્રી શાસ્ત્રીજીએ તથા તેમની સાથે આવેલા સર્વેએ આ અનુપમ એવું રમણીય દૃશ્ય જોયું, અને સર્વેના હૃદય થનગની ઉઠયાં. પૂ. શ્રી શાસ્ત્રીજી તો તેજ સમયે બોલી ઉઠયા કે, 'આપણે સરસ્વતી માતાની પ્રસ્થાપના કરવી છે, સરસ્વતી માતાનું વાહન મયૂર છે, તે મયૂર અહીં કળા કરીને નાચી રહેલો છે; માટે આપણી તત્ત્વજ્ઞાનરૂપી શ્વેતવસ્ત્રધારિણી સરસ્વતી માતાની પણ અહીંજ સ્થાપના કરવી જોઇએ.' અર્થાત્ આજ સ્થળે ઉપરે પાઠશાલાની સ્થાપના થવી જોઇએ. આ રીતે સ્થાનની પસંદગી થઇ એટલે પાઠશાલા માટે હાલનો ૯૦×૩૨ નો મોટો હોલ, પૂ. શ્રી શાસ્ત્રીજીની વાંચનની બેઠક,

પુસ્તકાલયની જગા, શ્રોતાજનો માટે પાણી, વિગેરે રાખવાની ઓરડી, બાથરૂમ, લેટ્રીન, મનને પ્રફુલ્લિત કરવા અગાશી, અર્થાત્ વાડીમાં પ્રવેશતા જમણા હાથ તરફની નીચેના ઓટલા સિવાયની બધી ઉપરની જગા મેળવી હતી. આટલી મોટી જગા હતી, પણ માધવબાગના તે વખતના વહીવટ કરનારા ઉદાર ટ્રસ્ટીઓએ જોયું કે, આ તો પાઠશાલાના દિવ્ય અને પવિત્ર કામ માટે ઉપયોગમાં લેવાની છે, માટે નામના હક્કના કાયદેશીર ભાડાથી (Nominal-rent) આપી હતી આગળ કહ્યુ તેમ પુરોગામીઓના સિદ્ધાંતને તથા ભાવનાઓને માનપૂર્વક અનુસરીને તેના હાલના મખાવતી ટ્રસ્ટીઓ પણ પાઠશાલા તરફ તેમની સદ્‌ભાવના પાઠશાલાના હરકોઇ કાર્યમાં બતાવે છે, એટલું જ નહિ પાઠશાલાના કાર્યને પ્રોત્સાહન આ વા પોતાનાથી બનતી બધી સગવડો પણ આપે છે.

શરૂઆતમાં તો આ બધી જગા આગળ કહ્યા પ્રમાણે ઉપયોગના અભાવે બિસ્માર હાલતમાં પડી હતી– ત્યાં નિસર્ગના બધા દશ્યો જોવા મળતાં—પણ પછીથી તો નિસર્ગથી દૂરી ગયેલો કૃત્રિમતા પ્રિય માનવ જેમ પોતાના સુખ સગવડ માટેની બધી વ્યવસ્થાઓ કરે છે તે રીતે આ સ્થનને પણ રંગરોગાન, જાળીઓ, ઇલેકટ્રીક ફીટીંગ, ફરનીચર, વ્યાસપીઠ, વિગેરે જે જે પ્રાથમિક સગવડોની જરૂરિયાત હતી, તેની વ્યવસ્થા તે વખતના મહાનુભાવોએ કરી હતી. પ્રભુનું જ કાર્ય કરવાનું હતું તેથી પ્રભુના નિશ્ચિત કરેલા મુહૂર્તના શા દિવસો માંહેનો એક દિવસ કે જે સમીપમાં હતો, એવો વિજ્યાદશમીનો દિવસ પાઠશાળાના ઉદ્‌ઘાટન માટે

નક્કી કરવામાં આવ્યો હતો.

સંસારની ઘટમાળા એવી વિચિત્ર પ્રકારની છે કે માનવ તેના જીવનકાર્યમાં નડતી એક મુશ્કેલી દૂર કરે ત્યાં બીજી તરત જ આવીને ઊભી રહે છે. તદ્દનુસાર આ સર્વ તો નક્કી થયું, પણ ઉદ્‌ઘાટન કોને હાથે કરાવવું? તે પ્રશ્ન આ લોકોની સમક્ષ આવ્યો; કારણ કે પ્રભુનું કામ હતું તેથી પ્રભુના માનવે—રાગદ્વેષરહિત માનવે–ઉદ્‌ઘાટન ક્રિયા કરવી જોઈએ. આથી સૌ કોઇ વિચારમાં પડી ગયા. પૂ. શ્રી શાસ્ત્રીજીએ કહ્યું, 'આમાં વિચાર શું કરવાનો છે? આપણે તો ભગવદ્‌ગીતા પાઠશાળા ખોલવી છે ને! તો પછી જેમણે આ જીવનમાં ઉતારી છે, આનીજ ઉપાસનામાં જેઓએ પોતાનું જીવન વ્યતીત કર્યું છે, જેમની નસેનસમાં ગીતાજીનું જ લોહી વહી રહ્યું છે, જેમણે ગીતાના તત્ત્વજ્ઞાનના પ્રચારદ્વારા ભારતીય સંસ્કૃતિનો ડંકો મુંબઇ, ગુજરાત, કાઠિયાવાડ, વિગેરે સ્થળોએ વગાડીને—અરે! આટલું પરિસીમિત ક્ષેત્ર શા માટે? સમસ્ત ભારતવર્ષમાં વગાડીને—તેના સૂતેલાં બાળકોને ગીતાનું સ્વર્ગીય ગાણું સુણાવીને જાગૃત કરવાનો ભેખ લીધો છે, જેમણે મનુભગવાનના આદેશ પ્રમાણે एतद्देश प्रसुतस्य। નું મહાન્ ધ્યેય દૃષ્ટિ સમક્ષ રાખ્યું છે, એવા પૂ. વે. શા. સં. શ્રી નરહરિ વિષ્ણુ ગોડસે શાસ્ત્રીજી જ આનું ઉદ્‌ઘાટન કરશે. મેં તેમની જ પાઠશાળામાં આ મારા પ્રેમાળ મામા કે જે મારે ગુરુસમાન પૂજ્ય છે તેમના કૃપાકટાક્ષથી, તેમનીજ સાન્નિધ્યમાં તેમની પ્રેરણાઓનું પાન કરીને મારી પ્રાથમિક

શક્તિઓનો વિકાસ સાધ્યો છે. મારા ઉપર તેમનો પુત્રવત્ પ્રેમ છે, માટે આપણા ઉદ્‌ઘાટન કાર્ય માટે હું જ જાતે તેમને નિમંત્રણ આપવા જઈશ, મને ખાત્રી છે કે તેઓશ્રી તે જરૂર સ્વીકારશે, મારે તો તેમના જ આશીર્વાદ અને શુભેચ્છાઓ જોઈએ છીએ, તે હશે તો મારૂં સર્વ કાર્ય સાંગોપાંગ પાર ઉતરશે. તેઓશ્રી તો સાક્ષાત્ નરરૂપે હરિ છે.''

આમ સર્વ વસ્તુ નિશ્ચિત થયા પછી સંવત્ ૧૯૮૨ ના આસો સુદ ૧૦ ને શનિવાર તા૦ ૧૬-૧૦-૨૬ નો શુભ દિન પાઠશાળાની પ્રસ્થાપના માટે નિશ્ચિત કરાયો હતો, પછી જનપદધર્માઃ ગ્રામધર્માંશ્ચ । ન્યાયાનુસાર છાપાઓમાં આની વિગતવાર જાહેરાત અપાઈ હતી. આ વાંચીને હાલના આપણી પાઠશાલાના પરમ નિઃસ્વાર્થ સેવક શ્રી રામદાસભાઈને આ દિવ્યકાર્યમાં યથાશક્તિ મદદ આપવાનો વિચાર થઈ આવ્યો, અને તે અમલમાં પણ તરતજ મૂકાયો. તેઓશ્રીએ તો ત્યારથી પોતાની સર્વે પ્રવૃત્તિઓ છોડી દીધી છે અને કેવળ પાઠશાલાના જ એકનિષ્ઠ અનન્ય ભક્ત તે દિનથી અદ્યાપિ પર્યંત તેઓશ્રી રહ્યા છે, આપણે પ્રાર્થના કરીએ કે, 'પ્રભો! તેમને દિર્ઘાયુષી બનાવો, કે જેથી ભવિષ્યમાં પણ પાઠશાલાને તેમની સેવાનો લાભ મળે.' પાઠશાલાની પ્રસ્થાપના વખતના જે મુખ્ય પાયાના ચાર પથરા છે તેઓમાંના તેઓશ્રી પણ એક છે. હવે ત્રિપુટી મટીને ચતુર, અલૌકિક અને દિવ્ય વિચારવાળી ચતુર્વેદ જેવી ચાર વ્યક્તિઓ એકત્ર આવી હતી.

આમ સંવત્ ૧૯૮૨ ના આસો સુદ ૧૦ ને શનિવાર તા૦ ૧૬-૧૦-૨૬ ને શુભ દિને જ્ઞાનવૃદ્ધ તથા વયોવૃદ્ધ શ્રીમાન્ માળવી સોલીસીટર સાહેબે ગણપતિપૂજન તથા સરસ્વતીપૂજન—ગીતાજીનું પૂજન-વિગેરે વિધિસરની ક્રિયાઓ કરી હતી, પૂ. વે. શા. સં. શ્રી નરહરિ શાસ્ત્રીજીના વરદ હસ્તે પાઠશાલાની ઉદ્ઘાટન ક્રિયા થઇ હતી અને આપણી પાઠશાળાના આદ્યસંસ્થાપક પૂ. શ્રી વૈજનાથ શાસ્ત્રીજીએ ગુરૂપૂજન કરીને ગીતાજીના પહેલા અધ્યાયનું પારાયણ કરાવ્યું હતું.

પૂ. શ્રી શાસ્ત્રીજીના જીવનના પ્રાણ રૂપ તથા તેમની શકિતઓના વિકાસનું અને જનસેવા વ્રતના પાલનાર્થે તથા ભારતીય સંસ્કૃતિના તત્ત્વજ્ઞાનના પ્રચાર દ્વારા વિશ્વના માનવોમાં પરસ્પર પ્રેમ, સહકાર અને આનંદની ભાવના પ્રવર્તાવવાના ધ્યેયના સાધનરૂપ આ શ્રીમદ્ ભગવદ્ ગીતા પાઠશાલાની સ્થાપના, આ રીતે, સંવત્ ૧૯૮૨ માં થઇ હતી. પૂ. શ્રી શાસ્ત્રીજી ત્યારથી મુખ્ય વ્યાસપીઠ શોભાવતા હતા. પાઠશાલાના વાર્ષિકોત્સવને દિને-પ્રત્યેક વિજ્યાદશમીને દિને- પૂ. શ્રી નરહરિ શાસ્ત્રીજી જ્યાંસુધી ઇહલોકમાં તેમનું પાવનકારી સ્થૂલ શરીર હતું ત્યાં સુધી તેઓ વ્યાસપીઠ પાવન કરતા હતા, અને શિષ્યનો ઉત્કર્ષ જોઈ અપૂર્વ આનંદ અનુભવતા હતા.

પાઠશાલામાં પ્રભુના નાના મોટા પ્રત્યેક બાલકને સ્થાન છે. પ્રભુના બાલકો વિભિન્ન રૂચિના હોય છે, માટે પ્રત્યેકની રૂચિને અનુકૂલ આવે એવા વિભિન્ન વિષયો જેવાં કે, બ્રહ્મસૂત્ર

યોગદર્શન, ગીતા, ઉપનિષદ્ વિગેરે તેમના અનુકૂલ સમયે ચલાવવામા આવે છે, શાળા કોલેજોમા અભ્યાસ કરતા નવયુવાનો તથા નવયુવતીઓ માટે સસ્કૃત સાહિત્યના અને કુમળા નિર્દોષ પ્રભુના નાના બાળકો માટે 'કઠાભરણ' ના વર્ગો પણ ચાલે છે પૂ શ્રી શાસ્ત્રીજીની આ પ્રણાલિકાનુસાર આજે પણ તેમના ચિ વિ પૂ શ્રી પાડુરગ શાસ્ત્રીજી આ પાઠશાળા ચલાવી રહ્યા છે, પ્રભુ તેમને તેમના કાર્યમા ઉત્તરોત્તર વિશેષ યશસ્વી બનાવો

સામાન્ય રીતે કાર્ય કરનારા માનવોમા બે પ્રકાર હોય છે —

(૧) પોતે પોતાનુ કર્તવ્ય સમજીને કામ કરે અને આથી આ માનવના હાથે જે નાના કે મોટા કાર્યો થાય તો તેમા તે પોતાનુ સામર્થ્ય માનતો નથી, પરતુ પરાચૈતન્યની કૃપા તથા સજ્જનોના આશીર્વાદને મહત્તા આપે છે–સત્કાર્યો માટે પ્રેરણા આપનાર પ્રભુનો ઉપકાર માને છે અને પોતાને કેવળ નિમિત્ત ગણે છે, તેથી તે વિનયી અને નમ્ર બને છે

(૨) અન્ય પ્રકારના માનવો પોતે જે કઇ કામ કરે છે તે જાણે પોતાના જ સામર્થ્યથી કરે છે એમ માને છે, સત કાર્ય પણ તેઓજ કરી રહ્યા છે માટે સજ્જન છે અને બીજા બધા કરતા પોતે વિશેષ છે એમ માનતા હોવાથી તેઓ અહકારી અને ઉદ્ધત બને છે

પ્રભુ પણ પ્રથમ પ્રકારના માનવો પાસે જ્યા જ્યા પોતાનુ કાર્ય થતુ હોય ત્યા પોતે તો પ્રત્યક્ષ જઇ શકતા ન

હોવાથી તેમને તે કાર્ય કેમ વિશેષ ઉજ્જવલ અને યશસ્વી તથા સુસંપન્ન બનાવવું તે માટે પ્રેરણા આપે છે, આટલું જ નહિ તે કાર્ય જો તેઓ કરવા જાય તો વિજય પણ વિના મહેનતે અપાવે છે. પાઠશાલાનું કામ પણ પ્રભુનું કામ હતું, અને તે દ્વારા પ્રભુનાજ તત્ત્વજ્ઞાનનો પ્રચાર થવાનો હોવાથી તે પાઠશાલામાં આવતા મહાભાગોને પાઠશાલા સુસંપન્ન કેમ બનાવવી તથા ભવિષ્યમાં પણ તેના સંચાલક પૂ. શ્રી શાસ્ત્રીજી જેવા જ રહે તે માટે કેવા પ્રયત્નો કરવા તેની પ્રેરણા પ્રભુ આપતા આવ્યા છે અને હજી પણ ભવિષ્યમાં તે પરમદયાળુ પિતા જરૂર આપશે જ. દા. ત. પ્રારંભમાં પાઠશાલા પાસે પુસ્તકાલય ન હતું, પણ પછીથી તો જેમ જેમ માણસો આવતા ગયા તેમ તેમ તેઓને લાગ્યું કે, 'પાઠશાલાદ્વારા તો ભારતીય તત્ત્વજ્ઞાનનો પ્રચાર કરવાનો છે, અને તત્ત્વજ્ઞાનની પ્રચારક વ્યક્તિ સદા તત્ત્વજ્ઞાનના પુસ્તકોની અભ્યાસુ જોઇએ'—આથી પાઠશાલા માટે પુસ્તકાલયની વ્યવસ્થા કરી. હતી. આ પુસ્તકાલયની વિનામૂલ્યે પાઠશાલા માટે વ્યવસ્થા કરવામાં શ્રી રામદાસભાઇનો સેવાનો અનુપમ ફાળો છે રામાયણના ઇતિહાસમાં જેમ શ્રી હનુમાન તેમ પાઠશાલાના ઇતિહાસમાં શ્રી રામદાસભાઇ છે તેઓશ્રી તો પૂ. શ્રી વૈજનાથ શાસ્ત્રીજીના જમણો હાથ છે. હમણાં જો કે છેલ્લાં છ વર્ષોથી તેઓશ્રી વડોદરા રહે છે, પરંતુ ત્યાં રહ્યા રહ્યા પણ, ભાઇ જેમ બ્હેનને ભૂલે નહિ તેમ તેઓશ્રી પણ આ તેમની પાઠશાલારૂપી દિવ્ય ભગિનીને ભૂલ્યા નથી, તેથી સંપૂર્ણ સહકાર અને અને સલાહસૂચનો આપી રહ્યા છે. તેઓશ્રી વડોદરા ગયાં

ત્યારે પોતાની જવાબદારી પોતાના ભાણેજ શ્રી સુંદરદાસભાઈને સોંપી છે, કે જેઓ મામાના ચીલાને યથાર્થ અનુસરી રહ્યા છે. શ્રી રામદાસભાઈ પ્રત્યેક વાર્ષિકોત્સવને દિને મુંબઈ આવે છે અને જુનાં ઓળખાણ નવાં કરી જાય છે. પ્રભુના પુત્રોના સહકારથી પાઠશાળામાં ચાલતા પ્રત્યેક વર્ગના પુસ્તકો શ્રોતાજનોને વિના મૂલ્યે આપવામાં આવે છે. આ રીતે આ પાઠશાળા પ્રભુના પુત્રોના સહકારથી કોઈ પણ જાતના ફંડ કે ફાળા વિના ચાલી રહી છે.

નિસર્ગ પ્રભુના પ્રેમની કરૂણાનું જીવંત દૃશ્ય છે, તેમાં કદિ પણ અનિયમિતતા કે ઊણપ જોવા મળતી નથી. માનવ તેનો ગમે તેટલો ઉપયોગ કરે પણ તેની શક્તિમાં ઘટાડો થતો નથી, ઉલટું ઉપયોગ કરનારને તે જ નિસર્ગ હોય છતાં પણ દિનપ્રતિદિન તે જેમ જેમ તેની પાસે જાય અને તેને સવિશેષ સમજવા પ્રયત્ન કરે તેમ તેમ તેને વિશેષ આહ્લાદકતા અને ઉદાત્તતાના ભાવોનો અનુભવ મળે છે. જો નિસર્ગ ન હોય તો માનવજીવન નિષ્ઠુર, કર્કશ અને પાષાણમય બની જાય. નિસર્ગ માનવમાં માનવી ભાવનાઓ જગાડે છે અને તેને તેના પશુતાના ધર્મો છોડવાનું ઉદ્‌બોધન કરે છે. આ રીતે નિસર્ગ જ માનવ જીવનમાં પ્રાણ પૂરે છે, અને તેને ઉત્સાહી તથા ચેતનવંતુ બનાવે છે. દા. ત. વહેતા રહેલા નદીના કે સમુદ્રના પાણીમાં ભરતી કે ઓટ આવશે, પાણી એકદમ ઉપર જશે કે નીચે આવશે, તમે જો તેમાંથી એક, બે નહિ પણ પચીસ પચાસ લોટા

લેશે તેની જગા બીજું આવીને તરતજ ભરી દેશે. આપણી પાઠ-શાલા પણ પ્રભુના પ્રેમની વહી રહેલી આ કરૂણા સમજાવવાનું સ્થાન હોવાથી તેમાં હજી સુધી કદિપણ કોઇની જગા ખાલી પડેલી જોવામાં આવતી નથી. એક ભાઇ જાય તો તરતજ તેનાં સ્થાને તેનો સમોવડિયો કે તેનાથી સવાયો આવીને ઊભોજ રહે છે, પરિણામે પાઠશાલાના કાર્યમાં પણ કદિ ખાડો દેખાયો નથી દા. ત. શરૂઆતમાં પાઠશાલાની સ્થાપના થયા બાદ તેનો આમંત્રણ પત્રિકા વિગેરેનો વ્યવહાર શ્રી માળવી સોલી-સીટર સાહેબના નામથી થતો હતો, તેમના સ્વર્ગસ્થ થયા બાદ શેઠ શ્રી ગોરધનદાસ સોનાવાલા આવીને ઊભા રહ્યા અને તેમનાં નામથી તે દિવસથી આમંત્રણ પત્રિકા, વિગેરેનો વ્યવહાર ચાલે છે. રામાયણના ઇતિહાસમાં લક્ષ્મણજીએ જેમ પ્રભુશ્રી રામચંદ્રજીને પણ ખબર ન પડે તેવી રીતે તેમની સેવા કરી હતી, તેજ પ્રમાણે આ શ્રી સોનાવાલા શેઠ પણ પાઠશાલાના અન્ય અનન્ય અને એકનિષ્ઠ મૂક સેવકોમાંના અગ્રણી છે.

આપણે પાઠશાલાની પ્રસ્થાપના તથા તેના કાર્યનું સિંહાવ-લોકન ટૂંકમાં કર્યું—પૂ. શ્રી શાસ્ત્રીજીના જીવનની એક બાજુ જોઈ. હવે તેમના જીવનમાં તેમના હસ્તે થયેલાં બીજાં પવિત્ર અને મહાન્ કાર્ય ઉપર સ્હેજ દૃષ્ટિપાત કરીએ. પાઠશાલાની પ્રસ્થાપના થઇ ત્યારે પૂ. શ્રી શાસ્ત્રીજીના જ્યેષ્ઠ પુત્ર—આપણા હાલના પૂ. શ્રી પાંડુરંગ શાસ્ત્રીજી—બાલ્યાવસ્થામાં હતા. તેઓશ્રીને અભ્યાસ કરાવવા માટે પૂ. શ્રી શાસ્ત્રીજી ખૂબ વિચાર કરતા હતા. તેમને લાગતું હતું કે, જે રીતે મેં

શિક્ષણ લીધું છે તે રીતે જો આને શિક્ષણ આપી શકાશે તો જ તે મારી પાછળ આ મારૂં કાર્ય સંભાળી શકશે, તેની બુદ્ધિનો પણ યોગ્ય વિકાસ તે કરી શકશે અને તેનો માનસિક ઉત્સાહ ભારતીય સંસ્કૃતિના તત્ત્વજ્ઞાનના પ્રચારાર્થે ઉપયોગમાં લઇ શકશે. પણ 'उत्पद्यंते विलीयन्ते दरिद्राणां मनोरथाः।' –દરિદ્રોના મનોરથો જેમ ઉદય પામે છે ત્યારે કોઇને ખબર પડતી નથી, તેમ વિલીન પણ થાય છે–તે નિયમાનુસાર પૂ. શ્રી શાસ્ત્રીજીને તપોવન ખોલવાનો વિચાર તો આવ્યો પણ સગવડના અભાવે તે વિચાર જેવો ઉત્પન્ન થયો તેવો જ કોઇને ખબર ન પડતાં શાંત પણ થઇ ગયો અને પૂ. શ્રી શાસ્ત્રીજીના ચહેરા પર ઉદાસીનતાની ઘેરી છાયા પ્રસરાવી ગયો. આ રીતે વિચારમાં પુત્રનો સમય વ્યર્થ ન જાય તે માટે તેઓશ્રીએ તેમના પુત્રને છ્. ટી. સંસ્કૃત પાઠશાળાવાળા પંડિત રમાપતિ મિશ્રના ખાનગી ટ્યુશન તરીકે તેમની પાસે અભ્યાસ કરવા મોકલવાની શરૂઆત કરી હતી. પંડિત રમાપતિ મિશ્રનો આ બાળશાસ્ત્રી ઉપર અત્યંત પ્રેમ હતો. આ મસ્ત બાળશાસ્ત્રી મરજીમાં આવે ત્યારે લ્હેરથી દિવસમાં ફક્ત બપોરે બે કલાક અભ્યાસ કરવા જતા. તેઓશ્રી જ્યારે જાય ત્યારે પંડિતજી બીજાઓને અભ્યાસ કરાવવાનું બાજુએ મૂકી દે અને તેમને ભણાવે. આમ બેચાર માસ પૂ. શ્રી પાંડુરંગ શાસ્ત્રીજીએ—મસ્ત બાળશાસ્ત્રીએ–પંડિત રમાપતિ મિશ્રજી પાસે અભ્યાસ કર્યો હશે ત્યારે તેઓશ્રીએ પૂ. શ્રી પાંડુરંગ શાસ્ત્રીજીને એક દિવસ કહ્યું, 'તારે તારા બાપા જેવા થઇને શાસ્ત્રોનો સંગોપાંગ અભ્યાસ કરીને તેમનું સ્થાન સંભાળવું

છે કે આજનાં ચાલુ પ્રવાહમાં પરીક્ષાઓ અને પદવીઓના મોહમાં ફસાઇને વિદ્વત્તા મેળવવી છે? જો તારા બાપા જેવા થવું હોય તો તેમને કહેજે કે પંડિતજી કહેતા હતા કે તેઓશ્રીએ જે પ્રાચીન પદ્ધતિ પ્રમાણે અભ્યાસ કર્યો છે તેવું તપોવન ખોલે? પૂ. શ્રી પાંડુરંગ શાસ્ત્રીજીએ ઘેર આવીને પોતાના પિતાશ્રીને આ વાત કહી. વિદ્વાન વિદ્વાનની ટકોર સમજી જાય છે; પરંતુ તેમણે ફરી પાછો વિચાર કર્યો કે, 'આપણે કંઇ લક્ષાધિપતિ નથી કે જેથી પુત્રને અભ્યાસ કરાવવા સ્વતંત્ર તપોવન ખોલી શકીએ.' વળી તેઓશ્રી કંઇ સામાન્ય માનવ જેવા ન હતા કે જે પોતાની ઇચ્છાઓ ગમે તેના આગળ પ્રગટ કરે. તે તો તત્ત્વનિષ્ઠ હતા, તેથી તેમને બમણી મુંઝવણ થઇ. તેમના જીવનની આ મહાન્ સમસ્યાની ખબર પાઠશાલાના કેટલાક તત્કાલીન મહાનુભાવોને આજુબાજુમાંથી પડી એટલે તેઓએ કહ્યું, 'શાસ્ત્રીજી! તમે શા માટે મુંઝાઓ છો? અમારી સંપત્તિ તમારી જ છે. ભોગવિલાસમાં તેનો ઉપયોગ કરતા અચકાતા નથી તો પછી શું તમારા આવા દિવ્ય કામ માટે વિચાર કરીશું? તમે પાઠશાલા ખોલો બધી વ્યવસ્થા કરવાવાળા પ્રભુ છે અને તે કરશે; પરંતુ તમારે જાતે તેની દેખરેખ રાખવી પડશે.' શ્રીમદ્ ભગવદ્ગીતા પાઠશાલામાં આવા અનેક નરરત્નો હતા, રત્નો જો એકત્ર થાય તો શું ન કરી શકે? જો જડ રત્નોની સહાયતાથી માનવ ધારે તે કરી શકે તો આ ચેતનવંતા નરરત્નોની સહાયતાથી કોઇપણ વાત કરવી અશક્ય બને? આમના હાથે આવા દિવ્ય કામો ન થાય તો બીજા કોના હાથે થાય? શું તેઓ જડરત્નોની જેમ

પોતાનો ઉપયોગ કેવળ ભોગવિલાસમ થવા દેશે ?॥

તપોવન ખોલવાનો જ્યારે આ રીતે વિચાર કર્યો હતો ત્યારે તપેવનમા અભ્યાસ કરનાર ફક્ત બે જ વ્યક્તિઓ હતી, એક તો આપણા પૂ શ્રી પડુરગ શાસ્ત્રીજી અને બીજા શ્રી વિનાયક શાસ્ત્રીના ચિ વિ શ્રી પુરૂષોત્તમ, કે જેઓ તેમના પિતાના દેવલોક પામ્યા બાદ પૂ શ્રી શાસ્ત્રીજી પાસે રહેતા હતા શ્રી વિનાયક શાસ્ત્રીજીના જીવનનો ટૂક ઇતિહાસ આપણે આગળ જોઇ જ ગયા છીએ, માટે અત્રે પુનરાવર્તન દ્વારા વિષય નિરસ બનાવવો નથી આ રીતે શ્રીમદ્ ભગવદ્ગીતા પાઠશાળાના મહાનુભાવોના સહકારથી આ બીજુ દિવ્ય અને અલૌકિક કામ પૂ શ્રી શાસ્ત્રીજીના હસ્તે થયુ હતુ

આપણને ખબરજ છે કે પૂ શ્રી શાસ્ત્રીજીના પૂ શ્રી માતુશ્રીનુ નામ 'સરસ્વતી હતુ તેમણે પૂ શ્રી શાસ્ત્રીજીને જે બચપણમા સસ્કારો પાડયા હતા તેને લીધે તો તેઓ આજે એક આદર્શ અને તત્ત્વનિષ્ઠ માનવ તરીકે પોતાનુ જીવન વિતાવી શકયા છે જે તપોવનની સ્થાપના કરવાની હતી તેમા પણ સરસ્વતી માતાની જ ઉપાસના બાળકોને કરવાની હતી તેથી આવો સુયોગ આવવાથી 'એક કાકરે બે પક્ષી મરે'– आम्राश्च सिक्ता पितरश्च तृप्ता ।ની કહેવત પ્રમાણે પૂ શ્રી શાસ્ત્રીજીએ પોતાની માતાનુ સ્મરણ કાયમ રહે તથા બાળકોએ જેની ઉપાસના કરવી જોઇએ તેનુ પણ નામ આવે એ અભિલાષાથી તે તપોવનનુ નામ 'સરસ્વતી સસ્કૃત પાઠ શાળા' રાખ્યુ હતું આ પાઠશાળાની સ્થાપના રોહામા કરવામા આવી હતી, ત્યા પ્રાચીન તપોવન પદ્ધતિ અનુસાર શાસ્ત્રોનો

અભ્યાસ કરાવવામાં આવતો હતો. જે નાગાવની પાઠશાળામાં પૂ. શ્રી શાસ્ત્રીજીએ અભ્યાસ કર્યો હતો તેની પ્રસ્થાપના કેવી રીતે થઇ હતી તે આપણે જોઇ જ ગયા છીએ; અને તે જ પ્રમાણે અહીં પણ પૂ. શ્રી શાસ્ત્રીજી તપોવન ખોલતી વખતે જરા પણ જાહેરાત, છાપાઓમાં પ્રસિદ્ધિ, સ્મારક, ટ્રસ્ટ, ફંડ કે ફાળાની અટપટમાં પડ્યા ન હતા. તેઓશ્રીએ પણ નક્કી જ કર્યું હતું કે, 'જે વિદ્યાપિપાસુઓ હશે તેઓ પોતમેળેજ આવશે, તેમને કહેવા જવાની જરૂર નથી. તેથી તો આગળ કહેલી ફક્ત બેજ વ્યક્તિઓથી તપોવનના કાર્યની શરૂઆત કરી હતી; પછીથી તો જેમ નાગાવની પાઠશાળામાં केतकीगंधमाघ्राय स्वयं गच्छन्ति षट्पदाः થયું હતું તેમ અહીં પણ વિદ્યાર્થીઓ સારી સંખ્યામાં વિદ્યારૂપી મધુનું પાન કરવા આવવા લાગ્યા. સનાતન સૃષ્ટિનિયમને કોઇ બદલાવી શકે છે? ફક્ત ફેર એટલોજ હતો કે પૂ. શ્રી શાસ્ત્રીજીના કાળમાં 'જ્ઞાન માટે જ્ઞાન'ની ભાવના પ્રવર્તતી હતી. પરંતુ જ્યારે આ બીજું તપોવન ખોલ્યું ત્યારે તો 'Demand and production'–જેની માંગણી તેનું ઉત્પાદન–નો પવન વાયો હતો તેથી જેમ આજે 'વિદ્યા માટે વિદ્યા'નો અભ્યાસ કરનારા ક્વચિતજ જોવા મળે છે, પરંતુ અર્થોપાર્જન માટે વિદ્યાનો અભ્યાસ કરવાવાવાળા ટોળાબંધ ઉભરાય છે, તે પ્રમાણે તપોવનમાં અભ્યાસ કરવા આવનાર વિદ્યાર્થીઓના બે વિભાગ પાડી શકાશેઃ—

(૧) निष्कारणेन ब्राह्मणेन षडंगो वेदोऽध्येयो ज्ञेयश्च— કારણ વિના પણ બ્રાહ્મણે કર્તવ્યબુદ્ધિથી ષડંગસહિત વેદોનું

અધ્યયન કરવું જોઈએ અને જાણવા જોઈએ—માનવાવાળા કર્તવ્યબુદ્ધિથી શાસ્ત્રોનો અભ્યાસ કરવા આવતા હતા.

(૨) 'આજે તો લોકોને ન્યાય, વ્યાકરણ, વેદાંત, વિગેરે શાસ્ત્રો જાણનારની ક્યાં જરૂર છે?—આ જાણનારાઓ તો ભૂખે મરે છે—ખૂણામાં પડ્યા પડ્યા સડી જાય છે, તેમનો તો કોઈ ભાવ પણ પૂછવા જતું નથી, તેથી તેમનું અધ્યયન પણ ઉધાઈ ખાઈ જાય છે'—આમ માનનારા કેવળ આર્થિક હેતુ પૂર્ણ કરવા માટે તથા ભોળી જનતાના ભોળપણનો લાભ લઈને તેમને કંઈને કંઈ કહીને ધાર્મિક ક્રિયા કરાવનારા અને પોતાની પ્રતિષ્ઠા જમાવનારા, કર્મકાંડ કે પુરાણોનું અધ્યયન કરવા આવતા હતા.

પાઠશાલામાં પ્રાચીન પદ્ધતિથી તો શાસ્ત્રોનો અભ્યાસ કરાવવામાં આવતો હતો જ; પરંતુ આજના વીસમી સદીના સંઘર્ષના કાળમાં કેવળ એક બાજુનું, એક પક્ષનું કે એક સંસ્કૃતિનું અધ્યયન કરનાર માનવ કદિ પણ પોતાનો ઉત્કર્ષ કરી શકે નહિ; આટલું જ નહિ પોતે જે જમાનામાં રહેવાનો હોય તે કાળની વ્યક્તિઓ જોડે જો તે તેઓના વૈચારિક પ્રવાહો ઓળખ્યા વિના જાય તો તેનો અભ્યાસ પણ તેને કંઈ ઉપયોગી થાય નહિ, અને તેનું પ્રલપન અરણ્યરૂદન જેવું થાય, તેની સર્વ મહેનત ધૂળ જેવી થાય—એ અભિલાષાથી પૂ. શ્રી શાસ્ત્રીજીએ નક્કી કર્યું હતું કે તપોવનમાં શાસ્ત્રાધ્યયન કરવાની અભિલાષાવાળા બાલકોને તો ખાસ સંસ્કૃતની સાથે સાથે અંગ્રેજી શિક્ષણ પણ આપવું. આજના

જમાનામાં આંતર રાષ્ટ્રિય વ્યવહાર માટે લગભગ બધા દેશના માનવો અંગ્રેજીનોજ ઉપયોગ કરી રહ્યા છે તેથી તપોવનમાં તે ભાષાના અભ્યાસની પસંદગી કરવામાં આવી હતી. માટે જો આ બે ભાષાઓના તત્ત્વજ્ઞાનનો ઉંડો અભ્યાસ કરવામાં આવે તોજ બુદ્ધિમાનની બુદ્ધિને વૈચારિક સંઘર્ષો જોવા મળે, પરિણામે તે બન્ને સંસ્કૃતિના તત્ત્વજ્ઞાનનો તુલનાત્મક અને વિવેચનાત્મક અભ્યાસ કરી શકે અને કેવળ Old is Gold કે यदद् पुराणंतत्तद् ग्राह्यम् ।–જુનું તે સોનું–માનનારો સંકુચિત બુદ્ધિનો વેદિયો કે અવ્યવહારૂ ન થાય.

પાઠશાલાની શરૂઆત કરવામાં આવી ત્યારે વે. શા. સં. શ્રી શંકર શાસ્ત્રી ગાડગીલ નામક એક ન્યાય વ્યાકરણ પારંગત વાદવિવાદમાં કુશળ અને વાક્પ્રભુત્વવાન્ પંડિતરત્નની નિમણુંક કરવામાં આવી હતી. તેઓશ્રી.ની અભ્યાસ કરાવવાની પદ્ધતિ સરળ અને સાદી હતી. તેઓશ્રી જે વિષયનો અભ્યાસ કરાવતા તે એટલી તો સચોટતાથી કરાવતા કે તેમની શિક્ષણ પ્રણાલિકાની વિશિષ્ટતાને લીધે તેઓશ્રી વિદ્યાર્થીઓમાં અતિશય પ્રિય થઇ પડ્યા હતા, ગામના લોકોમાં પણ આથી તેમને વિષે આદરભાવ ઉત્પન્ન થયો હતો. તેઓશ્રી બુદ્ધિમાનને વિશેષ પ્રોત્સાહન આપી તેની બુદ્ધિને વધુ તેજસ્વી અને તીક્ષ્ણ બનાવતો, તથા મંદ બુદ્ધિવાળાને એકની એક વાત અનેક રીતે સમજાવતા, પરંતુ કદિ પણ તિરસ્કારી કાઢતા ન હતા, આટલુંજ નહિ તેને જો જરા આવડે તો તેનું કૌતુક કરતા કે જેથી તેનો ઉત્સાહ વધે અને તેનામાં ન્યૂનગંડની ભાવના ઉત્પન્ન ન થાય. પરંતુ દૈવયોગે

તેઓના સમાગમનો વિશેષ લાભ મેળવવાનું શિષ્યોનું ભાગ્ય ન હોવાને કારણે તેઓશ્રી લગભગ પાંચ વર્ષ બાદ અન્યત્ર ગયા હતા. એટલે જેમ બીજનો ચાંદ ઉગે અને આથમે તેમ પાઠશાલાના બાલકોના ઉત્સાહ અને પ્રેમની ભાવનાઓનું થયું. પાઠશાલામાં પણ પાછું અમાસની અંધારી રાતનું વાતાવરણ વ્યાપી ગયું, પૂ શ્રી શાસ્ત્રીજીએ તો સર્વ જવાબદારી લીધી હતી એટલે પુન: નવા ગુરૂ શોધવાનો કાર્યભાર તેમને શિરે આવ્યો હતો, આથી નવા ગુરૂની શોધમાં તેઓશ્રી પુના ગયા અને ત્યાં જઈને પહેલા હતા તેમના જેવાજ તેજ બુદ્ધિવાળા વે. શા. સં. શાસ્ત્રી શ્રી બાળકૃષ્ણ હાર્ડીકરને લાવ્યા. આપણે આગળ જોઇજ ગયા છીએ કે પાઠશાલામ. અંગ્રેજી શિક્ષણ પણ આપવામાં આવતું હતું. આ અંગ્રેજી શિક્ષણ આપવા માટે એક પ્રોફેસર શ્રી નારાયણ-રાવ કુલકર્ણી M. A. M. E D. રાખવામાં આવ્યા હતા તેઓશ્રી પાઠશાલામાં જે કેટલાક વિદ્યાર્થીઓ न वदेद यवनी भाषां—કદાપિ પણ યવનોની ભાષા ન બોલવી જોઇએ માનતા હતા તેમને હિન્દી પણ શીખવતા હતા, કારણ કે તે કાળમાં પણ હિન્દુસ્તાનની રાષ્ટ્ર ભાષા તેનેજ ગણવામાં આવતી હતી આ શ્રી નારાયણરાવ કુલકર્ણી ખૂબજ મળતાવડા સ્વભાવના હતા, તેઓશ્રી તદ્દન નિરભિમાની હતા તેથી તો બાલકોમાં ભળી જતા, તેમની સાથે વાતો કરતા, તેમની મુશ્કેલીઓ જાણવા પ્રયત્ન કરતા અને તેમને દૂર કરવાનો ઉપાય પણ બનાવતા હતા જેઓ અંગ્રેજી પ્રત્યે સૂગ રાખતા તેમને આધુનિક કાળપ્રવાહ સમજાવતા અને કહેતા કે, 'જો

હમણાં નહિ સમજો તો પાછળથી પશ્ચાત્તાપ કરવો પડશે,' કેટલાક વિદ્યાર્થીઓ સમજ્યા તેથી મોડું મોડું પણ અંગ્રેજી શીખવા લાગ્યા અને આજે હજી પણ પોતે જે સંપૂર્ણ ફાયદો ન ઉઠાવી શકયા તે માટે પશ્ચાત્તાપ કરે છે. હાલ તે કુલકર્ણી શ્રી પુનાની S. P. College માં પ્રોફેસર છે.

પાઠશાલા પૂ. શ્રી શાસ્ત્રીજીની દેખરેખ નીચે ચાલતી હતી તેથીજ તેના વિદ્યાર્થીઓને શિક્ષણ મળી શકયું, તેમાં કોઈ આળસુ રહી શકયું નહિ, અને બુદ્ધિમાન આળસુ બની શકયો નહિ. પૂ. શ્રી શાસ્ત્રીજીએ પાઠશાલામાં શિક્ષણ લીધું હતું તેથી જ તેમને તે કેવી રીતે ચલાવાય, તેના શિષ્યો કેવા હોવા જોઇએ, તેમનું વર્તન કેવું રહેવું જોઇએ, ગુરૂનું પણ કર્તવ્ય શું હોય છે તથા તેમણે પણ કેવો અભ્યાસ કરવો તથા કરાવવો વિગેરે સર્વે વાતોનો અનુભવ હતો. આથી તો જ્યારે શ્રી ગાડગીલશાસ્ત્રી ગયા ત્યારે તેઓશ્રી પુના જઇને સ્વસંસ્કૃતિના ચુસ્ત અભિમાની વિદ્વાન પંડિતરત્ન શ્રી હાર્ડીકર શાસ્ત્રીને લઇ આવ્યા હતા, કારણ કે गुणी गुणं वेत्ति।–અર્થાત્ હીરાની પરીક્ષા ઝવેરી વિના કોણ કરી શકે? કારણ કે અન્યને મન તો તે પત્થર જ હોય છે અથવા સહેજ વિશેષ કિંમતવાન.

પાઠશાલાનું કાર્ય કોઇપણ જાતના ફંડ કે ફાળા વિના પૂ. શ્રી શાસ્ત્રીજી ચલાવી રહ્યા હતા તેથી તે કાળની રોહાની પ્રજા, અને મુંબઇની ગીતા પાઠશાલાની પણ કેટલીક વ્યક્તિઓને આશ્ચર્ય લાગતું હતું, તથા હજી પણ લાગે છે. પૂ. શ્રી શાસ્ત્રીજી પાસે કોઇ જડીબુટ્ટી, જાદુઈ લાકડી કે મંત્રવિદ્યા

ન હતી, કે જેથી તેઓશ્રી જ્યારે ધારે ત્યારે 'ચલો આ જાવ' કહીને પૈસાને બોલાવી શકે—મેળવી શકે. તેમના પર દંતકથાઓમાં આવતું કોઈ સારૂં ભૂત કે પિશાચ પણ પ્રસન્ન નહોતું થયું કે જે તેમને ગમે તેના ભંડારોમાંથી જેટલા જોઈએ તેટલા ધનના ઢગલા કરી આપે. વળી પૂ. શ્રી શાસ્ત્રીજી પોતે લક્ષાધિપતિ પણ ન હતા, કે જેથી બેન્કમાં જમા હોય અને તેમાંથી વાપરી શકે. તો પછી તેઓશ્રી ફંડ કે ફાળા વિના કેવી રીતે ચલાવતા હતા? જવાબ એક જ છે અને તે એ કે, 'મુંબઈની માધવબાગ શ્રીમદ્ ભગવદ્ ગીતા પાઠશાળાની ગુણજ્ઞ વ્યક્તિઓના સહકાર અને શુભેચ્છાઓથી.'

હવે પાઠશાળાના બાલકોની પ્રવૃત્તિઓ પર આપણે સહેજ વિહંગાવલોકન કરીએ. બાલકો સવારે ચાર કે સાડાચાર વાગે ઉઠીને શાસ્ત્રાધ્યનનો ઘોષ કરતા હતા. તેમના આ ઘોષના સૂરો રાત્રિના ગાઢ અંધકારના પ્રશાંત વાતાવરણને ભેદીને મધુર શબ્દધ્વનિ કરતા કરતા આગળ ને આગળ જઈને ક્ષિતિજમાં પ્રભાતની ઉષાના આગમન પહેલાં સમુદ્રનુ આલિંગન કરીને તેમાં તદાકાર થઈ જતા હતા. આ ઘોષ કર્યા બાદ તેઓ સ્નાનસંધ્યા કરવા નદી કિનારે જતા અને ત્યાંથી પાછા આઠ વાગે આવીને ગુરૂની પાસે અધ્યયન કરવા બેસી જતા, પછી દશ વાગે રસોઈ બનાવતા, તેમાં પણ વિશેષ સમય ન જવો જોઈએ તેથી કેવળ ઓસામણ ને ભાત બનાવતા હતા. ફક્ત પ્રતિપદાને દિવસે—એકમને દિવસે—કે

ઉત્સવને દિવસે જ્યારે અનધ્યાય હોય ત્યારે જ મિષ્ટાન્ન બનાવતા હતા. સવારે વહેલા ઉઠતા હોવાથી બપોરે થોડો વખત આરામ કરતા અને પછી અભ્યાસ કે ચર્ચા કરતા, તથા રાત્રે ભોજન કર્યા બાદ સૂઇ જતા. આ સર્વ કામ એટલું તો નિયમિત થતું હતું કે અહીંથી મુંબઇની પાઠશાલાની જે જે વ્યક્તિઓ ગઇ હતી તેઓના મનમાં આ આનંદમય અને પ્રેમળ વાતાવરણના પડઘા હજી પણ આદર્શ કેળવણીનું આખું છતાં પણ મનોરમ દૃશ્ય ઉત્પન્ન કરે છે કે જે પ્રાચીન ઋષિમુનિઓના આશ્રમોની કલ્પનાના પ્રવાહમાં તેમને ખેંચી જાય છે.

પ્રતિપદાને દિવસે અનધ્યાય પાળવામાં આવતો હોવાથી બાલકોને પખવાડિયે એક દિવસ ગમ્મત કરવાનો, રમવાનો તથા ઊંઘવાનો સમય મળતો હતો; પરંતુ આમાં પણ કેટલાક विद्यातुराणां न सुखं न निद्रा। વિદ્યાર્થીઓ માટે સુખ કે નિદ્રા ન હોઇ શકે—માનવાવાળા વિદ્યાર્થીઓએ 'મહારાષ્ટ્ર ગીર્વાણવાણી વક્તૃત્વ કળા સંઘ' નામની એક સંસ્થા સ્થાપી હતી અને તેમાં દર પ્રતિપદાને દિવસે વક્તૃત્વ કળાનો વિકાસ કરવા થોડાક વિદ્યાર્થીઓ એકઠા થતા હતા. પાઠશાલામાં અભ્યાસ કરવાનો તથા રહેવાનો એકજ ઓરડો હતો, તેથી કેટલાક વિદ્યાર્થીઓ કે જેમને આ આરામના દિવસે આ કર્મપ્રવણ વિદ્યાર્થીઓની ખટપટથી તકલીફ પડતી હતી તેઓ વાક્યુદ્ધ કરવા તૈયાર થતા, કેટલીક વાર તો વાગ્યુદ્ધ દંડયુદ્ધમાં પણ પરિણમતું. દર પ્રતિપદાએ લ્હેરી વિદ્યાર્થીઓ સંઘવાળાઓને કાર્યની શરૂઆતનો ત્રણ

વાગ્યાનો સમય થાય ત્યારે જાણી જોઇને સૂઇ જતા, સંઘવાળા પણ તેમના કરતા ચઢે તેવા હતા તેથી તેઓ આ સૂઇ જાય તો તેમને ઉઠાડીને દૂર ધકેલી દેતા અને તેમની શેતરંજીઓ દૂર ખૂણામાં જઇ ફેંકી આવતા. આ ઝઘડાએ છેલ્લે તો એટલું બધું વિકૃત સ્વરૂપ લીધું કે બન્ને પક્ષો ન્યાય માટે ગુરૂજી પાસે ગયા. ગુરૂજીએ બન્ને પક્ષોની દલીલો સાંભળ્યા પછી લ્હેરીઓને કહ્યુ, 'તમે તમારી ઊંઘ ત્રણ વાગતા પહેલાં જેટલી જોઇએ તેટલી લો, પરંતુ ત્રણ વાગે એટલે તમારે ઓરડો ખાલી કરી આપવો પડશે, માટે હવેથી આમના કાર્યક્રમમાં ખટપટ કરશો નહિ' ગુરૂજીએ વિદ્યા પિપાસુઓની તરફેણમાં મત આપ્યો એટલે આ લ્હેરીઓએ પોતાનો બીજો પાસો નાંખ્યો અને પ્રતિપક્ષને નબળો કરવા નવીન પ્રયત્નોનો પ્રારંભ કર્યો હતો. જ્યારે વકતૃત્વ કળાસંઘનો કાર્યક્રમ સમય શરૂ થાય ત્યારે આ લ્હેરીઓ ભજીયાં બનાવતા અને બધાને આપતા. એક વખત તો એવો પ્રસંગ આવ્યો કે જ્યારે વિદ્યાપિપાસુઓના કાર્ય ક્રમમાં ફકત ચાર જ વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો પૃ. શ્રી પાંડુરંગ શાસ્ત્રી, શ્રી પાધ્યે, શ્રી કાળે અને બીજા એક—આમ કુલ તેઓ ચાર હતા. છતાં પણ તેઓએ હિંમત ન હારતા પોતાનું કામ ચાલુ રાખ્યું, હતું પરિણામે તેઓ લ્હેરીઓના પક્ષમાં પ્રલોભનથી ગયેલાઓને સમજાવીને પોતાના પક્ષમાં લાવી શકયા અને પોતાનો પક્ષ સબળ બનાવી શકયા હતા.

આવો બૌદ્ધિક ઝઘડો એક બીજા કાર્યમાં પણ થતો હતો. પાઠશાલામાં એક 'ઊર્ધ્વગતિક' નામક હસ્તલિખિત

પાક્ષિક પત્ર ચાલતું હતું. શ્રી મોરેશ્વર કાળે તેના તંત્રી હતા, તેથી તે સંસ્થાપક અને તંત્રી તરીકે પોતાનું નામ લખતા હતા. શ્રી પાધ્યેએ અને પૂ. શ્રી પાંડુરંગ શાસ્ત્રીજીએ તથા અન્ય વિદ્યાર્થીઓએ પણ શ્રી કાળેને કહ્યું, 'પાઠશાલામાં કોઈનું નામ ન જોઈએ માટે તું તંત્રીમાં તારા નામની જગાએ શ્રી સરસ્વતી સંસ્કૃત પાઠશાલા લખ.' શ્રી કાળેએ ના પાડી એટલે આ લોકોએ બીજું 'પ્રદીપ' નામક પાક્ષિક શરૂ કર્યું. અર્થાત્ એક નાની ત્રીસ વિદ્યાર્થીઓની પાઠશાલામાં ચડસાચડસીને લીધે આ રીતે બે તો પાક્ષિકો ચાલતા હતા. શ્રી કાળેની એકનિષ્ઠા તથા તત્ત્વ માટેનો તેમનો પરિશ્રમ અત્ર પ્રશંસા માંગી લે છે, કારણ કે જો કે તેઓ પોતે તો એકલાજ લેખક હતા છતાં પણ તેમનું પાક્ષિક નિયમિત સુંદર અક્ષરે લખાઈને નીકળતું, પ્રતિપક્ષના 'દીપક' વાળા વધારે હતા તો પણ તેઓ કેટલીક વાર આળસી જતા કે ઓછા લેખો આપતા હતા. પાઠશાલાના વિદ્યાર્થીઓમાં બે પક્ષ પડી ગયા હતા. એકમાં પૂ. શ્રી શાસ્ત્રીજી, પાધ્યે તથા શ્રી કાળે અને બીજામાં અન્ય રહેતા હતા. આથી તો જે વાત આ ત્રણ કરે તેનો બધા વિરોધજ કરતા હતા. વિદ્યાર્થીઓના આ પરસ્પર વિરોધ અને પાક્ષિક વાતાવરણથી કોઈ પણ વાચક ગેરસમજમાં ન પડે; કારણ કે આ વિરોધી વાતાવરણ કેવળ બાહ્યાચાર પૂરતું જ હતું બાલકોના બાલપણના નિષ્પાપ ઉદ્દામપણાનું પ્રતીક હતું, તેઓની માનસિક એકતા કદાપી તૂટી નથી, તેથી તો ઝઘડાના સમયે ઝઘડતા અને પાછા અભ્યાસ કે ભોજનને સમયે એકત્ર બેસીને વિદ્યાવિનોદ કરતા હતા.

પાઠશાલામાં ફક્ત ત્રણ માસમાં રજા આપવામાં આવતી હતી. ઉત્સવ પણ ફક્ત ગુરૂપૂર્ણિમાનો ગુરૂનિષ્ઠા વધારવા ખૂબ ઠાઠથી ઉજવવામાં આવતો હતો. બીજા ઉત્સવોમાં મસ્ત બનાવીને બાલકોનું અભ્યાસ તરફથી લક્ષ્ય દૂર કરવામાં આવતું ન હતું. ગુરૂપૂર્ણિમાને દિવસે બધા વિદ્યાર્થીઓ ગુરૂ સાથે એકત્ર બેસીને મિષ્ટાન્ન જમતા હતા, અને આખો દિવસ ગમ્મતમાં પસાર કરતા હતા

પૂ. શ્રી શાસ્ત્રીજીના કાળમાં જેમ બ્રીટીશ ગવ્હનની અસરને લીધે વિદ્યાર્થીઓ કાયદેસર વર્તન કરતા હતા અર્થાત્ જેમ કોઇનું કામ કોઇ ભૂલેચૂકે પણ ન કરતા, તેમ અહીં પણ હતું. તપોવનમાં ત્રીસ વિદ્યાર્થીઓ હતા. તેથી વ્યવસ્થા માટે દશ દશ વિદ્યાર્થીઓની ટુકડીઓ પાડી દેવામાં આવી હતી. જમવા માટે રસોઇ કરવાનો દરેકને કંટાળો આવે એ સ્વભાવિક છે, એટલે ત્યાં રસોઇ કરવાના પ્રત્યેક ટુકડીમાં વારા બાંધ્યા હતા, પ્રત્યેક કામ માટે આમ કરવામાં આવતું હતું દા. ત. ત્રણ રસોઈ કરનાર, ત્રણ તે ઉતારનાર, ત્રણ પીરસનાર અને એક દેખરેખ રાખનાર. આમાં પ્રત્યેકને સાવધાન રહેવું પડતું; કારણ કે રસોઇ કરનાર રસોઇના તપેલા ચૂલા પર મૂકીને બાજુએ પોતાના કામ માટે ચાલ્યા જાય, પછી તે બળી જાય તો પણ તે કે અન્ય જોવા ન આવે, માટે જેમનો વારો હોય તેઓએ ખાસ ધ્યાન રાખવું પડતું, અન્યથા બળેલો ભાગ તેમને ખાવો પડતો. તે જ પ્રમાણે તેઓ રસોઇ ઉતારીને ચાલ્યા જાય પછી જો પીરસનારા વિદ્યાર્થીઓ ન આવે કે તેમને મોડું થાય તો બીજા

વિદ્યાર્થીઓ બેસી રહે પણ પીરસવા ઉઠે નહિ અને વળી પાછા જેની ફરજમાં ભૂલ થાય તેની ફરિયાદ કરે, ટીકા કરે, મશ્કરી કરે, ફિંવા બનાવે.

આ જ કાયદાની પદ્ધતિ તેઓ અભ્યાસ કરવાના ઓરડામાં મૂકવામાં આવેલું પાણીનું માટલું ભરવામાં વાપરતા હતા. પાણીનું માટલું ભરવા માટે પ્રત્યેકનો વારો હતો. બીજે દિવસે કેનો વારો છે તે આગલે દિવસે રાત્રે પ્રાર્થના થયા બાદ શ્રી મોરેશ્વર કાળેએ કહેવું પડતું. આ દેખરેખ રાખવાની જવાબદારી તેમના ઉપર હોવાથી તેઓશ્રી પાણી ભરવાની ફરજમાંથી મુક્ત થયા હતા. માટલું ભરનારે નવ વાગતા પહેલાં ભરવું પડતું, જો તે ન ભરે તો તેણે દંડ તરીકે સાત દિવસ ભરવું પડતું હતું. આથી પ્રત્યેક વિદ્યાર્થી જેનો વારો હોય તેને આ વાત ભૂલાવવા યત્ન કરતા, અને તેથી ખાસ કરીને જ્યારે નદી પર નાહવા જાય ત્યારે તેની સાથે આડી અવળી વાતો કરીને તપાસી જુએ કે, 'ભાઈને યાદ છે કે કેમ. જો યાદ ન હોય તો ગમ્મતજ; જો યાદ હોય તો તે સમય થવા આવે ત્યારે તેની સાથે વાતો, ચર્ચા, પ્રશ્નો, શંકાઓ વિગેરે દ્વારા તે સમય ચુકાવવા યત્ન કરે, પણ કોઈ એમ ન કહે કે, 'ભાઈ! તારો આજે પાણી ભરવાનો વારો છે. નવ વાગવા આવ્યા છે.' આ રીતે દરેક ક્યારે તેની શરતચૂક થાય તે જોવામાંજ મસ્ત રહે અને જ્યારે જુએ કે ઘડિયાળમાં નવ વાગ્યા છે ત્યારે તરત જ એક સામટા બોલી ઉઠે કે, 'ભાઈ સાહેબ! આજે તો તમારો વારો હતો, હવે ભૂલ્યા માટે ભરજો સાત

દિવસ'. એક દિવસ પ્રાર્થના પછી શ્રી કાળે કહેવાનું ભૂલી ગયા; પણ સૂતા પહેલાં યાદ આવ્યું તેથી જેનો વારો હતો તેને કહેવા ગયા, અને પોતે મોડા પડયા હતા એટલે બીજા બે ચાર વિદ્યાર્થીઓને સાક્ષી તરીકે પણ સાથે લઇ ગયા હતા અને કહ્યું હતું. બીજે દવસે જેનો વારો હતો તેણે જાણી જોઇને પાણી સમયાનુસાર "ન ભર્યું" તેથી જ્યારે બધાએ કહ્યું, 'હવે, ભરજે સાત દિવસ', ત્યારે તેણે શેકડો જવાબ આપ્યો કે, 'મને ક્યાં સમય પ્રમાણે કહેવામાં આવ્યું હતું?' આ ઝઘડો ગુરૂજીની પાસે ગયો. ગુરૂજીએ વાત સાંભળી અને શ્રી કાળેની ભૂલ તેમને સ્પષ્ટ દેખાઇ તેથી ન્યાય આપ્યો કે, 'શ્રી કાળેએ સાત દીવસ પાણી ભરવું.'

પ્રિય વાચક! આવા નિર્દોષ, ગમ્મતી અને વિનોદી દિનો તપોવનમાં વિદ્યાર્થીઓ પસાર કરે છે, કારણ કે ત્યાં પ્રત્યેક કાર્યમાં સ્વાશ્રયી અને સ્વાવલંબી બનીને જાત મહેનત દ્વારા અભ્યાસ કરવાનો હોય છે. તપોવનમાં ગરીબ અને તવંગર એકજ સ્થિતિમાં રહે છે, એકજ પ્રકારનો ખોરાક ખાય છે, એકજ જાતના બિછાનામાં સૂએ છે અને એકજ ગુરૂની પાસે ભણે છે. આથી લક્ષ્મીવાનને લક્ષ્મીનો મદ આવતો નથી, તેમજ ગરીબને ગરીબાઇની ન્યૂનતા સાલતી નથી. આવા સમાન–જરા પણ ભેદભાવ વગરના–વાતાવરણમાં રહીને બાલક જે અભ્યાસ કરે તો તેનો શારિરીક, માનસિક અને બૌદ્ધિક વિકાસ શહેરના કચરાપટ્ટી મોજશોખમાં અભ્યાસ કરી રહેલા બાલકો કરતા વિશેષ થાય તો શું તેમાં કંઇ નવાઇ છે? તપોવનમાં માતાપિતાની ટૂંકી

દૃષ્ટિના મિથ્યાપ્રેમમાં બાલકે ઘસડાવાનું હોતું નથી, તેથી નિયમિત અભ્યાસ કરવો પડે છે; કારણ કે ત્યાં તો પરિણામ વિચારીને પ્રેમ કરનારા દીર્ઘદૃષ્ટિવાળા ગુરૂ સમીપમાં હોવાથી તેઓ જેમ કહે તેમ વિદ્યાર્થીને કરવું જ પડે છે. તપોવનમાં અભ્યાસ કરનાર નિસર્ગની સમીપ રહે છે, તે નિસર્ગમાંથી પણ પ્રેરણા મેળવીને પોતાનું જીવન વિશુદ્ધ બનાવી શકે છે, તેથી તો તેના માનસિક વિચારો વિશુદ્ધ થાય છે. તપોવનમાં બચપણથી જ બાલકને તપસ્વી જીવન ગાળવાના—દ્વન્દ્વો સહન કરવાના—સંસ્કારો પડે છે, તેથી તે ગૃહસ્થી બન્યા પછી પણ પ્રકૃતિના આઘાતપ્રત્યાઘાતોથી મુંઝાઇ જતો નથી; બ્રહ્મચર્યાશ્રમમાં સંયમી જીવનનો આનંદનો અનુભવ લીધા પછી તે ગૃહસ્થી બનીને સંસારના મિથ્યા ભોગવિલાસોના ચાકચક્યથી કે બાહ્યાડંબરોથી આકૃષ્ટ થઇને જીવનશક્તિ વ્યર્થ ગુમાવતો નથી; આત્માનો અવાજ સાંભળવાની ટેવ પડેલી હોવાથી તથા પૂર્વજોએ લખેલાં લખાણો—શાસ્ત્રો—ના પૂર્વોત્તરપક્ષના ઊંડા અભ્યાસને પરિણામે ચિકિત્સક બુદ્ધિવાળી શ્રદ્ધા હોવાથી તેને જીવનમાં બુદ્ધિભ્રષ્ટ થવાના પ્રસંગો બહુ ઓછા આવે છે; તેનામાં માનવી જીવન શું છે, તથા માનવતા કોને કહે છે, તેનું સંપૂર્ણ ભાન હોવાથી તે કદાપિ લક્ષ્મીને માટે પાષાણ હૃદયી નહિ બને, કે ક્રૂર હિંસ પશુ જેવું વર્તન નહિ કરે, માનવને ચૂસીને—તેનું લોહી પીને—પોતે મસ્ત થવાનો વિચાર સ્વપ્નમાં પણ નહિ આવવા દે. પણ આ બધાની સાથે આપણે એટલું યાદ રાખવું જોઇએ કે તેનામાં સ્વાભિમાન અને તેજસ્વિતા

તો એટલા બધા વધે છે કે તે કોઈની પાસે આપત્તિમાં પણ લાચારી કરવા નહિ જાય, દીન નહિ બને કે યાચના નહિ કરે. તે નિર્ધન હશે તો પણ જો કોઈ તેનું નિર્ધનતા માટે જરા જેટલું અપમાન કરશે, કિંવા તેના ગુરુની, શાસ્ત્રોની કે સંસ્કૃતિની નિંદા કરશે તો તેનું લોહી તપી જશે અને તે ઉગ્ર. પરશુરામ કે દુર્વાસાનું રૂપ ધારણ કરશે; કારણ કે અગ્નિના પૂજક અગ્નિના જેવાજ તેજસ્વી થાય છે. તેઓ બુદ્ધિમાન્ પાસે તેના પરિશ્રમ માટે મસ્તક નમાવશે, વિનયીને આલિંગન આપશે, દીન દરિદ્રને દુઃખમાં આશ્વાસન આપશે અને વિદ્યા પિપાસુ વિદ્યાર્થીઓને જોઈને ગળગળા થઈ જશે.

પ્રિય વાચક! આ રીતે આવાં તપોવનના રમ્ય, પ્રેમળ-પવિત્ર અને આનંદમય મંગલકારી વાતાવરણમાં પૌર્વાત્ય તથા પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનો અભ્યાસ લગભગ બાર વર્ષ સુધી કરવાથી વિદ્યાર્થી કેવો થાય છે, તેના જીવન ઉપર, તેની વાણીમાં, તેના વર્તનમાં તથા આચાર-વિચારમાં-કેવી અસર થાય છે તેનું વિશેષ વર્ણન ન કરતાં તારી સમીપમાં આપણે સર્વે જેમના સમાગમમાં ઘણા વખતથી આવેલા છીએ, જો કદાચ તું ન આવ્યો હોય તો આવશે, એવા પૂ. શ્રી પાંડુરંગ શાસ્ત્રીજીના જ જીવન તરફ-તેમનાજ શારીરિક, માનસિક અને બૌદ્ધિક વિકાસ તરફ-દૃષ્ટિપાત કરીએ.

પૂ. શ્રી શાસ્ત્રીજીનું સ્થાન તેમના પછી તેમના પુત્રને મળવાનું હતું, પરંતુ આ સંભાળવા માટે તે લાયક અધિકારી બને એ જ અભિલાષાથી પૂ. શ્રી શાસ્ત્રીજીએ તપોવન ખોલીને

તેમાં પોતાના બાલકને અભ્યાસ કરાવ્યો હતો. તેમની ઇચ્છા એમ ન હતી કે, પુત્રમાં લાયકાત હોય કે ન હોય તો પણ તે પિતાની ગાદીનો વારસ બને. તેઓને 'ગુરૂપૂજાનું' મહત્ત્વ વધારવું હતું; Gurutism ની સ્થાપના કરવી ન હતી. તેમની મનોવૃત્તિ ક્ષુદ્ર, સ્વાર્થી કે સંકુચિત ન હતી, તેથી આપણને લાગશે કે તેઓશ્રી કેવળ પ્રેમાળ પિતા ન હતા, પણ સાથે સાથે ન્યાય નિષ્ઠુર પણ હતા. આવા પ્રેમાળ છતાં પણ ન્યાય નિષ્ઠુર, એવા આદર્શ અને ધ્યેયનિષ્ઠ, પિતાએ પૂ. શ્રી પાંડુરંગ શાસ્ત્રીજીને તપોવનમાં ગીર્વાણ વાણીના ન્યાય, વ્યાકરણ, વેદાંત, વિગેરેનું તથા न वदेत् यावनीं भाषां प्राणैः कंठगतैरपि । ની રૂઢિ ચુસ્તતાનો ત્યાગ કરીને આંગ્લ ભાષાનું જે શિક્ષણ આપ્યું છે તેનું પરિણામ પૂ. શ્રી પાંડુરંગ શાસ્ત્રીજીના જીવન પર કેવું થયું છે તે શું આ અમારી કલમ વર્ણવી શકે તેમ છે? હિમાલયની ઊંચાઇ શું પુટપટ્ટી લઇને સામાન્ય માનવ માપી શકશે? તે પ્રમાણે જો કે અમારો પ્રયત્ન હાસ્યાસ્પદ બનશે છતાં પણ પ્રેમને વશ થઇને જે આંતરિક ઉર્મિનો પ્રવાહ વહી રહયો છે તેને રોકી શકતા ન હોવાથી તેમને માટે બે શબ્દો લખીને પાવન થવા મન તલપાપડ થઇ રહેલું છે માટે આ કલમ આગળ ચાલે છે. પૂ. શ્રી પાંડુરંગ શાસ્ત્રીજીએ મળતાવડો સ્વભાવ, યૌવનસુલભ ઉત્સાહ તથા તેને યોગ્ય માર્ગે વાળનાર વિનય અને નમ્રતા, અર્વાચીન કાળપ્રવાહને અનુકૂલ એવા આધુનિક વૈચારિક નદીના પ્રવાહોમાં પ્રાચીન વૈચારિક નદીના પ્રવાહોનું સંગમ સ્થાન બતાવવાનું સામર્થ્ય, પ્રાચીન તેમજ અર્વાચીન, પૌર્વાત્ય તથા પાશ્ચાત્ય સંસ્કૃતિના

તત્ત્વજ્ઞાનનો તુલનાત્મક અને વિવેચનાત્મક અભ્યાસ, ઇશ્વરાસ્તિત્વના બારામાં શંકાશીલ એવા અમારા જેવા આધુનિક નવયુવકોની શંકાને પરિહરનારૂં તેમનું ધ્યેયનિષ્ઠ વ્યક્તિગત જીવન, ઇત્યાદિ સર્વે જે સદ્ગુણ સિન્ધુના બિંદુઓનું પાન પોતાના જીવનમાં કર્યું છે, તે સર્વે તેમના પૂ શ્રી પિતાશ્રીનાં પરિશ્રમને લીધે તેમને મળેલી તપોવનની આદર્શ કેળવણીને જ આભારી છે શ્રીમદ્ ભગવદ્ગીતાના પાઠશાલાના આ છોટા વિવેકાનંદે અત્યારથી જ આને લીધે पुत्रादिच्छेत पराभवम् નો આનંદ તેમના પૂ. પિતાશ્રીને તો આપ્યો છે, અને અમને આશા છે કે ભાવિમાં તેઓશ્રી એક મહાન્ દેશોદ્ધારક તત્ત્વવેત્તા બનશે.

પરીક્ષારૂપી યક્ષિણીના હાથમાં આ તપોવનના વિદ્યાર્થીઓએ પોતાના જીવનરથની લગામ આપી ન હતી, તેથી પૂ શ્રી શાસ્ત્રીજીના કાળની જેમ અહીં પણ પરીક્ષાની ખટપટમાંથી વિદ્યાર્થીઓ મુક્ત હતા–તેમના બૌદ્ધિક વિકાસનું માપ કેવળ પરીક્ષાઓદ્વારા જ માપવામાં આવતું ન હતું છતાં પણ છેલ્લે છેલ્લે કાળબળાહને અનુસરીને પૂ શ્રી શાસ્ત્રીજીએ તેમના તપોવનના કેટલાક વિદ્યાર્થીઓને પોતાના તપોવનમાં નો નહિ, પણ કાશી, કલકત્તા, પુના, વિગેરે વિધ વિદ્યાલયોની પરીક્ષા આપવા મોકલ્યા હતા પણ બાલકો જ્યારે આ પરીક્ષા આપવા ગયા તે વખતની વાત સાંભળીને હસવું આવે તેમ છે, કારણ કે જ્યારે 'મહાભાષ્ય'નો અભ્યાસ કરતા હતા ત્યારે 'કૌમુદી'ની પરીક્ષા આપવા ગયા હતા, જેમ આજે કોઇ M. A. થયેલો Matric ની પરીક્ષા આપવા જાય તેમ

પ્રિય વાચક! પૂ. શ્રી શાસ્ત્રીજીના જીવાનવૃત્તાંતનો અલ્પ ઇતિહાસ પ્રસિદ્ધિમાં લાવતી વેળાએ કરવામાં આવેલો અમારો આ બધો ઉત્પાત વાંચતા વાંચતા તને વિચાર આવ્યો હશે કે, 'પાઠશાલાની પ્રસ્થાપના થયા બાદ પૂ. શ્રી શાસ્ત્રીજીના જીવન નિર્વાહની કેવી વ્યવસ્થા હતી?' કારણ કે જ્યારે પીકેટ રોડ ઉપરની પાઠશાલામાં હતા ત્યારે જે કંઇ મળતું હતું તેનું નિદર્શન કર્યું છે, પરંતુ આ નવી પાઠશાલાની પ્રસ્થાપના થયા બાદ કંઇ પણ જણાવ્યું નથી. આ વાત ગુપ્ત રાખવાની નથી, તેમજ તેમાં વધારી ઘટાડીને પણ કહેવાનું નથી, કે કંઇ અપ્રસ્તુત લખવાનું પણ નથી. આને માટે અમારે તદ્દન ટૂંકામાં જ આપને જણાવવાનું છે.

'પૂ. શ્રી શાસ્ત્રીજી જનતા જનાર્દનની સેવા કરતા હતા, તેથી કોઇની પાસે કંઇ પણ માગ્યા વિના જનતા જનાર્દનની ઉદાર હૃદયી અને ગુણજ્ઞ વ્યક્તિઓની ઋણમુક્ત થવાની દિવ્ય સદ્ભાવના ઉપર જ તેમનો જીવન નિર્વાહ ચાલતો હતો તથા ચાલે છે.' તેમના ચિ. વિ. પૂ. શ્રી પાંડુરંગ શાસ્ત્રીજી પણ આ પ્રણાલિકાને અનુસરી રહ્યા છે.

પૂ. શ્રી શાસ્ત્રીજીની આ જીવન નિર્વાહની પદ્ધતિને લીધેજ પાઠશાલામાં પ્રેમ અને પાવિત્ર્યનું વાતાવરણ જોવા મળે છે, તથા ઉચ્ચ કોટિના શ્રોતાજનોની સંખ્યામાં થઈ રહેલી દિન પ્રતિદિન વૃદ્ધિ પણ તેનેજ આભારી છે. ગર્ભ શ્રીમંત લક્ષાધિપતિઓ પણ નિષ્કિંચન ભાવુક શ્રોતા સાથે આથીજ નિર્ભયતાથી પાઠશાલામાં યથેચ્છ વિચરી શકે છે–

'You will find real Spiritual Socialism here.'

પ્રાચીન ભારતીય સંસ્કૃતિના આધાર સ્તંભરૂપ તપોવન પદ્ધતિની કેળવણીની પ્રથાના એક અવશેષરૂપે વીસમી સદીના ભારતવર્ષના લોકોને તપોવન પદ્ધતિની કેળવણી પ્રથાનું મહત્વ બતાવવા રોહામાં જન્મેલી સરસ્વતી સંસ્કૃત પાઠશાલા મુંબઈના માધવબાગ, શ્રીમદ્ ભગવદ્ગીતા પાઠશાલાના સુસંસ્કારી મહાનુભાવ નરરત્નોના સહકારથી દિનપ્રતિદિન તેનો વિકાસ સાધતી હતી, પરંતુ આગળ જ આપણે જોઈ ગયા છીએ કે સામાન્ય રીતે બહુજનસમાજ 'પરોત્કર્ષાસહિષ્ણુ હોય છે, તે પ્રમાણે અહીં રોહામાં પણ લોકો 'તપોવનના બાલકો એટલે ગરીબ બ્રાહ્મણના બાલકો'—સમજીને શરૂઆતમાં કેટલા વર્ષ સુધી તો તેમની મશ્કરી ઉડાવતા, તેઓનો વિરોધ કરતા, ન કહેવાય તેવા વચનો સંભળાવતા, પરંતુ આ સંસ્થાનો નિભાવ તેઓના ફંડ, કે ફાળા ઉપર થતો ન હોવાથી, આગળ કહ્યા તેવા તે તેજસ્વી વ્યાવહારિક વિકારો અને વિચારોથી પર સરસ્વતી માતાના ઉપાસક બાળકો, કોઈનો એક શબ્દ પણ ન સાંભળતા—જરાપણ નીચું જોયા વિના—સીધો અને સ્પષ્ટ જવાબ આપી દેતા, પરિણામે ગામના લોકો ગુરુજી પાસે ફરિયાદ લઈ જતા, ત્યારે ગુરુજી પણ પૂર્ણ ભાવ પરખનાર હતા તેથી તેમને કહેતા કે, 'અમારા બાલકો સર્પ જેવા તેજસ્વી છે, અર્થાત્ સર્પ જેમ હમેશાં સીધો ચાલ્યો જાય છે, તથા જો તેને કોઈ કંઈપણ ન કરે તો તે પણ કંઈ કરતો નથી, તેને જો તેના માર્ગમાં કોઈ વિઘ્ન લાવે કિંવા અન્ય વિક્ષેપ મૂકે તો જ તે ફુંફાડો મારે છે અથવા

કરકે છે, તેમ અમારા બાલકો પણ હંમેશાં જ્યારે પણ કંઇ ગામમાં કામ હોય છે ત્યારે સીધે સીધા કામ પતાવીને પાછા ફરે છે, તેમને આ વખતે જો તમે કંઇ અટકચાળું ન કરો તો તે કંઇ ગામના અન્ય બાલકો જેવા નથી કે જે નકામા ઝઘડા કરે, જો તમે તેમને કંઇ કહો તો તે શા માટે તમારૂં સાંભળી લે? માટે પહેલા વિચાર કરો કે વાંક કોનો છે? અને પછી જ મારી પાસે આવો.' ગુરૂજીનો આવો સ્પષ્ટ અને રોકડો જવાબ સાંભળે એટલે તો જાણે અગ્નિમાં ઘી હોમાય તેમ તેઓને લાગે. આથી તેઓ પ્રારંભમાં પાઠશાલાના વિદ્યાર્થીઓનો ખૂબ વિરોધ કરતા હતા, પણ જ્યારે જાણ્યું કે કંઇ ચાલે તેમ નથી ત્યારે ઢીલા પડ્યા હતા. પરંતુ આપત્તિના એક વાદળાં તો મહાપરાણે વિખેરાયાં હતા અને સહેજ પ્રકાશ જોવા મળ્યો હતો ત્યાં તો બીજા પ્રચંડ અને મહાભયંકર વિશ્વવ્યાપી પ્રલયના મેઘોના વાદળાંઓનો ગડગડાટ થવા લાગ્યો હતો તેથી દેશની તત્કાલીન વર્તમાન આર્થિક, સામાજિક, રાજકીય અને સાથે સાથે નૈતિક પરિસ્થિતિ ઉપર પણ તેની અસર થવા માંડી હતી; કુરૂક્ષેત્રના રણ-સંહાર કરતાં પણ અનેકગણા ભીષણ સંહારદ્વારા રણચંડી દેવીને, લાખોની સંખ્યામાં જીવંત માનવોનાં લોહી રેડીને, શાંત કરવાના મિથ્યા પ્રયત્નો થતા હતા, તેથી જાણે કે યુદ્ધના આ પ્રચંડ ખાડામાં પરિભ્રમિત થઇ રહેલો પૃથ્વીનો ગોળો, માનવબુદ્ધિદ્વારા પરિશોધિત નિત્ય નવીન વૈજ્ઞાનિક શોધોની સહાયતાથી, સ્વાહા થશે કે શું, તેની ચિંતા પ્રત્યેક રાષ્ટ્રના ધૂંસરી વાહકોને–નેતાઓને–પણ થવા લાગી હતી;

'You will find real Spiritual Socialism here'

પ્રાચીન ભારતીય સંસ્કૃતિના આધાર સ્તંભરૂપ તપોવન પદ્ધતિની કેળવણીની પ્રથાના એક અવશેષરૂપે વીસમી સદીના ભારતવર્ષના લોકોને તપોવન પદ્ધતિની કેળવણી પ્રથાનું મહત્વ બતાવવા રોહામાં જન્મેલી સરસ્વતી સંસ્કૃત પાઠશાળા સુખડના માધવબાગ, શ્રીમદ્ ભગવદ્ગીતા પાઠશાળાના સુસંસ્કારી મહાનુભાવ નરરત્નોના સહકારથી દિનપ્રતિદિન તેનો વિકાસ સાધતી હતી, પરંતુ આગળ જ આપણે જોઈ ગયા છીએ કે સામાન્ય રીતે બહુજનસમાજ પરોત્કર્ષાસહિષ્ણુ હોય છે, તે પ્રમાણે અહીં રોહામાં પણ લોકો 'તપોવનના બાલકો એટલે ગરીબ બ્રાહ્મણના બાલકો—સમજીને શરૂઆતમાં કેટલાં વર્ષ સુધી તો તેમની મશ્કરી ઉડાવતા, તેઓનો વિરોધ કરતા, ન કહેવાય તેવા વચનો સંભળાવતા, પરંતુ આ વસ્થાનો પ્રભાવ તેઓના દડ કે ફાગા ઉપર થતો ન હોવાથી, આગળ કહ્યા તેવા તે તેજસ્વી વ્યાવહારિક વિકારો અને વિચારોથી પર સરસ્વતી માતાના ઉપાસક બાળક, કોઈનો એક શબ્દ પણ ન સાંભળતા—જરાપણ નીચું જોયા વિના—સીધો અને સ્પષ્ટ જવાબ આપી દેતા, પરિણામે ગામના લોકો ગુરુજી પાસે ફરિયાદ લઇ જતા, ત્યારે ગુરુજી પણ પૂરા વ્યવહારકુશલ હતા તેથી તેમને કહેતા કે; 'અમારા બાલકો સર્પ જેવા તેજસ્વી છે, અર્થાત્ સર્પ જેમ હમેશા સીધો ચાલ્યો જાય છે, તથા જો તેને કોઈ કંઈપણ ન કરે તો તે પણ કંઈ કરતો નથી, તેને જો તેના માર્ગમાં કોઈ વિઘ્ન લાવે કિંવા અન્ય વિક્ષેપ મૂકે તો જ તે ફુંફાડો મારે છે અથવા

ફરે છે, તેમ અમારા બાલકો પણ હંમેશાં જ્યારે પણ કંઇ ગામમાં કામ હોય છે ત્યારે સીધે સીધા કામ પતાવીને પાછા ફરે છે, તેમને આ વખતે જો તમે કંઇ અટકચાળું ન કરો તો તે કંઇ ગામના અન્ય બાલકો જેવા નથી કે જે નકામા ઝઘડા કરે, જો તમે તેમને કંઇ કહો તો તે શા માટે તમારૂં સાંભળી લે? માટે પહેલા વિચાર કરો કે વાંક કોનો છે? અને પછીજ મારી પાસે આવો,' ગુરૂજીનો આવો સ્પષ્ટ અને રોકડો જવાબ સાંભળે એટલે તો જાણે બળતમાં ઘી હોમાય તેમ તેઓને લાગે. આથી તેઓ પ્રારંભમાં પાઠશાલાના વિદ્યાર્થીઓનો ખૂબ વિરોધ કરતા હતા, પણ જ્યારે જાણ્યું કે કંઇ ચાલે તેમ નથી ત્યારે ઢીલા પડ્યા હતા. પરંતુ આપત્તિના એક વાદળાં તો મહાપરાણે વિખેરાયાં હતા અને સહેજ પ્રકાશ જોવા મળ્યો હતો ત્યાં તો બીજા પ્રચંડ અને મહાભયંકર વિશ્વવ્યાપી પ્રલયના મેઘોના વાદળાંઓનો ગડગડાટ થવા લાગ્યો હતો તેથી દેશની તત્કાલીન વર્તમાન આર્થિક, સામાજિક, રાજકીય અને સાથે સાથે નૈતિક પરિસ્થિતિ ઉપર પણ તેની અસર થવા માંડી હતી; કુરૂક્ષેત્રના રણ-સંહાર કરતાં પણ અનેકગણા ભીષણ સંહારદ્વારા રણચંડી દેવીને, લાખોની સંખ્યામાં જીવંત માનવોનાં લોહી રેડીને, શાંત કરવાના મિથ્યા પ્રયત્નો થતા હતા, તેથી જાણે કે યુદ્ધના આ પ્રચંડ ખાડામાં પરિભ્રમિત થઇ રહેલો પૃથ્વીનો ગોળો, માનવબુદ્ધિદ્વારા પરિશોધિત નિત્ય નવીન વૈજ્ઞાનિક શોધોની સહાયતાથી, સ્વાહા થશે કે શું, તેની ચિંતા પ્રત્યેક રાષ્ટ્રના ધૂંસરી વાહકોને-નેતાઓને-પણ થવા લાગી હતી;

કારણ કે વીસમી સદીના બધા વ્યવહારો પર દેશની તત્કાલીન પરિસ્થિતિની અસર જણાતી હતી, ભારતદેશ પણ આ વિશ્વવ્યાપી ફૂંકાઇ રહેલા ઝંઝાવાતોના પવનની અસર નીચે આવ્યા વિના ન રહે તેવો સુસંપન્ન કે સ્વાવલંબી ન હતો, પરિણામે માનવી જીવનમા ધર્મ અને નીતિની રહી સહી કલ્પનાઓ આ પ્રલયના પવનના સૂસવાટામા ઉડી ગઇ, તેથી માનવી જીવન અર્થમય અને અસ્થિર બનતુ ચાલ્યુ, સુખી લોકોના સંસારો પણ વિકટ પરિસ્થિતિની ક્રાંતિમા સપડાઇ ગયા 'આભ ફાટે ત્યા ક્યાં થીગડું દેવાય?' -તેમ આ અવાન્તર પ્રલયન વંટોળિયા પવનના સૂસવાટાની અસર રોહાની પાઠશાળા ઉપર પણ થઇ, તેથી ઉત્કૃષ્ટ ભણેલા વિદ્યાર્થીઓ અભ્યાસ પૂરો થવાથી પોતપોતાના સાંસારિક વ્યવહારમા ચાલ્યા ગયા, બાકી રહેલાઓ કર્મપટી બનીને માબાપને મદદ કરવા નીકળી ગયા, તથા અર્થમય જીવન થયેલુ હોવાથી નવીન બ્રાહ્મણ બાલકો શાસ્ત્રાધ્યયન માટે આવનારા ઓછા થયા, પરિણામે સાંગ અને સુબુદ્ધ બાલકોની સંખ્યા ઘટી ગઇ હવે તો આ યુદ્ધના યુગમા અર્થમયતાને પ્રાધાન્ય મળેલુ હોવાથી 'Every dog has his day' ના નિયમ પ્રમાણે અર્થવાન–ધનિક–લોકો કેફી થયા હતા, પરંતુ પ્રલયના પવનો ફૂંકાય, બારે મેઘ વરસે, આકાશ તૂટી પડે, પૃથ્વી રસાતાળમા જાય કે સૂર્ય ઠંડો પડે તો પણ તત્ત્વનિષ્ઠ સો આ સર્વે આપત્તિઓમા તત્ત્વને માટે અવિચલ રહે છે, તેનુ તત્ત્વ દેશકાળની પરિસ્થિતિઓથી બદલાતુ નથી તે પ્રમાણે તત્ત્વનિષ્ઠ પૂ શ્રી શાસ્ત્રીજીનુ પણ કોઇની પાસે કઈ

ન માંગતા રોકડાની પાઠશાળા ચલાવવાનું જે વ્રત હતું તે અટકાયું ન હોવાથી તથા તેમના ઉપર પણ પગનું ઓપરેશન કરાવ્યાથી નિર્માણ થયેલી આધિભૌતિક ઉપાધિથી આવેલી ચારે બાજુની સાંસારિક મુંઝવણને લીધે તત્ત્વજ્ઞાનરૂપી છોડનું તપોવનરૂપી પુષ્પ તનો વિકાસ સાધીને જગત્‌ને તેની મીઠી સૌરભદ્વારા પ્રેમમય અને આનંદમય બનાવે તે પહેલાજ એક મંગલમય સુપ્રભાતે પોતાની મીઠી સૌરભગાથા સૂણાવતું સૂણાવતું રસવિહોણું અને નિશ્ચેતન બનીને કરમાઇ ગયું— કલયુગમાં જોવા મળતું સત્યયુગનું વાતાવણ સ્વપ્નમય બની ગયું, વિદ્યાભ્યાસી વિદ્યાર્થીઓના ઘોષનો સુમધુર શબ્દરવ તથા પ્રભાતના પ્રહરમાં નદીતટ પરથી આવતા ટોળાબંધ નિર્દોષ, તેજસ્વી, બ્રાહ્મણ બાલકોના પ્રફુલ્લિત મુખારવિંદમાંથી નીકળતો સારસૂક્તોનો કર્ણપ્રિય શબ્દધ્વનિ ઉષાના અરૂણોદય પહેલાના ગાઢ અંધકારમાં વિલીન પામ્યો. પૂ. શ્રી શાસ્રીજીના ઘરના વાતાવરણમાં પ્રિયજનના વિરહથી નિર્માણ થતું પ્રશાંત ને ગંભીર મોજું ફરી વળ્યું અને પૂ. શ્રી શાસ્રીજીની તથા તેમના કુટુંબીઓના જીવનની રમણીયતા તથા મનોહરતા હરી ગયું, અર્થાત્ આ રીતે પોતેજ વિકસાવેલા તપોવનરૂપી પુષ્પને તેઓશ્રીને પોતાને જ હાથે ચીમળી નાંખવું પડયું. આ દુઃખની વેદના કલ્પનાતીત હોવાથી અવર્ણનીય છે, માટે અત્રે અમારી કલમ આ વિષે આગળ લખી શકતી નથી.

## પ્રકરણ ચોથું

"નિવૃત્તિ"

મુંબઈની શ્રીમદ્ ભગવદ્‌ગીતા પાઠશાળાની સ્થાપના થયા બાદ તેનો ઉત્કર્ષ દિનપ્રતિદિન વૃદ્ધિ પામી રહેલા વટવૃક્ષની જેમ થતો હતો, તેમા કામ કરી રહેલા પૂ. શ્રી શાસ્ત્રીજીનો માનસિક ઉત્સાહ તથા શારીરિક કાર્યશક્તિ પણ દિનપ્રતિદિન શુક્લે દુની જેમ વૃદ્ધિ પામતા હતા, પરંતુ આપણને ખબર છે કે માનવનો માનસિક ઉત્સાહ ગમે તેટલો હોય પણ આખર તો તે માનવ જ છે–દેવ નથી પાર્થિવ દેહધારી જ છે–તેથી શારીરિક શક્તિના ક્ષય સામે તે ખાય ભીડી શકતો નથી. પૂ. શ્રી શાસ્ત્રીજીની શારીરિક તંદુરસ્તી બચપણથીજ તદ્દન નિરોગી હતી, તેઓશ્રી આજના નવયુવાનની જેમ વૃદ્ધ કે માયકાગલા ન હતા, પણ આનો અર્થ એમ નથી કે તેઓ કદિ પણ રોગનો ભોગ થઈ પડ્યા નથી તેમના જીવનમા તેઓશ્રી મુખ્યત બે જીવલેણ વ્યાધિઓના ભોગ થઈ પડ્યા હતા, એક તો ઇનફ્લુએન્ઝાની અને બીજી ઝીણા

તાવની. મહાપુરૂષોના જીવનની જેમ બધીજ વાતો મોટી હોય છે અને તેમાં કંઈને કંઈ અસામાન્યતા હોય છે, તેમ તેઓના રોગોમાં પણ હોય છે. અર્થાત્ તેઓના રોગ મોટે ભાગે જીવલેણ હોય છે. ૧૯૧૪ મા મહાયુદ્ધ પુરૂં થયા પછી ઇન્ફ્લ્યુએન્ઝાના ચેપી રોગનું જે મોજું દેશના મોટા ભાગોમાં ફરી વળ્યું હતું તેના ઝપાટામાં પૂ. શ્રી શાસ્ત્રીજી પણ આવી ગયા હતા. આ રોગમાં સૌ કોઇને લાગ્યું હતું કે જીવનદોરી તૂટી જશે, પૂ. શ્રી શાસ્ત્રીજીને પણ એમ લાગ્યું હતું. પરંતુ પ્રભુને લાગ્યું કે, 'આની પાસે તો હજી મારે બહુ મોટાં કામો કરાવવાના છે માટે આ અત્યારથીજ આરામ લે તો કેમ ચાલે–અર્થાત્ પ્રભુની ઇચ્છા ન હોવાથી લગભગ મૃત્યુના દ્વાર સુધી પહોંચી ગયેલા પૂ. શ્રી શાસ્ત્રીજીને પ્રભુએ પાછા મૃત્યુ લોકમાં મોકલી દીધા હતા. આ જ રીતે ૧૯૨૬–૨૭ માં તેઓશ્રીને ઝીણો તાવ લાગુ પડયો હતો. ઝીણો તાવ એટલે ધીમું ઝેર. ધીમે ધીમે આપવામાં આવેલા ઝેરથી જેમ એક દિવસમાં માણસ ખલાસ થતો નથી, પરંતુ તેની શક્તિ ઉત્તરોત્તર ક્ષીણ થતી જાય છે, પરિણામે તે એક દિવસ નિશ્ચેતન બની જાય છે, તેમ લાંબા સમયના ઝીણા તાવની પણ માનવ જીવન પર અસર થાય છે. પરંતુ આ વખતે પૂ. શ્રી શાસ્ત્રીજીએ કર્મયોગ છોડયો નહતો, તેમને શરીરમાં ૧૦૨° કે ૧૦૩° તાવ રહેતો છતાં પણ તેઓશ્રી પાઠશાલામાં પ્રસન્ન વદને પ્રવચન આપતા હતા. પૂ. શ્રી શાસ્ત્રીજીને આ વખતે પણ લાગ્યું હતું કે, 'વારે વારે કંઈ [illegible] તેથી તેમણે તેમના

જ્યેષ્ઠ ચિ વિ પૂ શ્રી પ દુરગ શાસ્ત્રીજીને જલદી યજ્ઞોપવીત ધારણ કરાવી હતી પૂ શ્રી શાસ્ત્રીજીને તો તેમના પાઠશાળાના આશ્રીદારોને છોડીને દોડી જવાની એકદમ તાલાવેલી લાગી હતી, પણ આશ્રીદારો કયા છોડે તેવા હતા તેઓએ તો પૂ શ્રી શાસ્ત્રીજીને દીર્ઘાયુષ્ય મળે તે માટે અ ત કરણથી પ્રભુની પ્રાર્થના કરી અને કહ્યુ, 'પ્રભો! તારા આ સુપુત્રને તારે વૈકુઠમા લઈ જવો હોય તો લઈ જજે, પરતુ તુ અમારુ નામુ પણ જોઈશ કે નહિ' તારા આ પુત્રે અમારા ભલા માટે—અમને દિવ્ય દષ્ટિ આપવા—જે પાઠશાળા તારી ગીતાનો પ્રચાર કરવા ખોલી છે તેના અધ્યયન દ્વારા અમારી સ્વર્ગમા જવા જેટલી તો લાયકાત થવા દઈશ કે નહિ?' આમ શ્રોતાજનોનો પ્રેમ જોઈને પ્રભુએ યમરાજને પાછા બોલાવ્યા હતા પછી તો આપણામા કહેવત છે કે, 'અણી ચૂકયો સો વર્ષ જીવે તે પ્રમાણે પૂ શ્રી શાસ્ત્રીજી પણ અદ્યાપિ પર્યંત વિદ્યમાન્ છે' આપણે પણ પ્રાર્થના કરીએ કે, 'પ્રભો' પૂ શ્રી શાસ્ત્રીજીને નિરોગી દીર્ઘાયુષી બનાવ!

આ રીતે રોગમુક્ત થયા બાદ નિશ્ચિત અને નિરોગી બનીને પૂ શ્રી શાસ્ત્રીજી પોતાનુ જીવન વિતાવતા હતા આમ દિવસો જતા હતા તેમ પૂ શ્રી શાસ્ત્રીજી પણ પોતાની ઉમરમા અને જ્ઞાનમ વધારો કરતા જતા હતા હવે પૂ શ્રી શાસ્ત્રીજીએ તેમના આયુષ્યના ઉત્તરાર્ધમા પ્રવેશ કરી દીધો હતો—વનમા પ્રવેશ કર્યો હતો—નિવૃત્તિ પરાયણ વાન પ્રસ્થાશ્રમનો અરુણોદય તેમના જીવનમા થયો હતો, પરતુ તેઓશ્રી તો કર્મયોગમા રત હતા આ વખતે પરમ કરુણા



પાંડુરંગ શાસ્ત્રી
વિદ્વદ્વર્ય પૂજ્ય શ્રી પાંડુરંગ શાસ્ત્રીજી

થી પ્રકૃતિ-નિસર્ગ-માતાએ જોયું કે, 'હવે મારે મારા પુત્રને તેના આશ્રમ ધર્મ પ્રમાણે વર્તવાની સૂચના આપવી જોઇએ; કારણ કે તેણે જનસેવાના કાર્યનો સમય પસાર કરીને આત્મકલ્યાણના કાળમાં પ્રવેશ કર્યો છે-તેણે તેનું જનસેવાનું કાર્ય યથાશક્તિ પૂરું કર્યું છે; પણ આત્મકલ્યાણ હજી બાકી છે.' અને આથી પૂ. શ્રી શાસ્ત્રીજીને જે મધુમેહનું દરદ હતું તેમાં વિકાર નિર્માણ થયો, પરિણામે એક દિવસે તેમની આંગળીનો નખ પાક્યો અને રૂઝ ન આવવાને કારણે તે આંગળી કપાવવી પડી. પૂ. શ્રી શાસ્ત્રીજી માતાની ચેતવણી સમજી ગયા અને તેથી તેમણે પુત્રને શિરે કાર્યભાર સોંપીને કર્મસંન્યાસ લેવાનું નક્કી કર્યું. આ રીતે તેમની પાસે કામ કરાવવાનો નિસર્ગ માતાનો વિરોધ અને સાથે સાથે તેમના જ્યેષ્ઠ સુપુત્ર પૂ. શ્રી પાંડુરંગ શાસ્ત્રીજીની પાસે કામ કરાવવાની યોગ્યતા-આવા વિલક્ષણ યોગાયોગ આવેલો જોઇને પૂ. શ્રી શાસ્ત્રીજીએ પોતાના ખભાપરનો ભાર હળવો કરીને સુપુત્રના ખભે મૂક્યો, અને નિવૃત્ત જીવન ગાળવા રોહા ગયા; પરંતુ એકાદશીના વર્ગો લેવા મુંબઇ આવતા હતા.

નિસર્ગ માતા જેટલી પ્રેમળ અને કરૂણામયી છે તેટલીજ ન્યાય નિષ્ઠુર પણ હોય છે, તેના ફટકા હંમેશા સૂચક હોય છે, જેઓ હળવા ફટકાથી ન ચેતે તેમને મોટા ફટકા આપીને તે ચેતાવે છે. અહીં પણ નિસર્ગ માતાને લાગ્યું કે, 'મારી આપેલી સૂચના ભાઇએ સંપૂર્ણતઃ પાળી નથી, માટે મારે તીવ્ર સ્વરૂપની સૂચના આપવી પડશે.' નિસર્ગને માટે કોઇ વાત અશક્ય છે? નિસર્ગનો વિરોધ કોણ કરી શકે? માટે તેના

મનમા આવ્યુ, તેથી તેવી રીતના કાર્યની શરૂઆત તેણે કરી દીધી એક વર્ષ પહેલા જેમ પ્રથમ (આગળી પગ) દરદ થયુ હતુ, તેવી જ રીતે પગના અગુઠાના નખ ઉપર હવે થયુ આ વખતે પૂ શ્રી શાસ્ત્રીજીએ જોઈએ તેટલી દરકાર લીધી નહિ–વિધિ ભાન ભુલાવે ત્યારે કોઈ શુ કરી શકે?–તેથી ચાર પાચ દિવસમા તો દરદ વધી ગયુ, વળી તેઓ અધુરામા પુરા હતા રોહાના ગામડામા, તેથી ત્યા આને માટે કોઈ તાત્કાલિક ઉપાય થઈ શકયો નહિ, પરિણામે તેમને રોહાથી મુબઈ લાવવા પડયા અને ‘New Nursing Home'મ દાખલ કર્યા હતા હવે તો અન્ય કોઈ ઉપાય ન હોવાથી વધનો રહેવો વ્યાધિ વિકાર અટકાવવા પગનુ ઓપરેશન કરાવવુ પડયુ, અને લગભગ બે માસ હોસ્પીટલમા રહેવુ પડયુ આ વખતે તો પૂ શ્રી શાસ્ત્રીજી માતાની સૂચના બરોબર સમજી ગયા, તેથી તેઓશ્રીએ પાઠશાળાની સપૂર્ણ જવાબદારી—એકાદશીના વર્ગોની પણ—સુપુત્રને શિરે સોપી દીધી અને પોતે વાનપ્રસ્થાશ્રમના ધર્માનુસાર સપૂર્ણ નિવૃત્તિ પરાયણ જીવન વિતાવવા લાગ્યા હાલ તેઓશ્રી રોહા રહે છે ફક્ત દશેરાને દિવસે—પાઠશાળાના વાર્ષિકોત્સવને દિને—પોતે વાવેલુ તત્ત્વજ્ઞાનરૂપી વૃક્ષ કેવી રીતે વિકાસે છે તેનુ નિરીક્ષણ કરવા મુબઈ પાઠશાળામા આવે છે

હાલ રોહામા તેઓશ્રીની દિનચર્યા આ પ્રમાણેની છે– સવારે વહેલા ઉઠે છે અને દાતણપાણી તથા સ્નાન વિગેરે કરીને આત્મકલ્યાણ માટે પ્રભુમા એકાગ્ર થાય છે, આમ લગભગ બાર સુધી સધ્યાપૂજા કરે છે પછીથી સૂર્ય

મધ્યાહ્નને આવે ત્યારે શરીરનિર્વાહાર્થ ભોજન વિગેરે કરે છે અને બપોરે વામકુક્ષી બાદ ત્રણ વાગે ઉઠે છે. ત્યાર પછી હાલ જે એક બે શિષ્યો તેમની પાસે રહે છે, તેમને ભણાવે છે. અને પછી સાંજે ૭ વાગે નદી કિનારે નિસર્ગને નિહાળવા તથા પ્રકૃતિતત્ત્વની અલૌકિકતાનો અભ્યાસ કરવા જાય છે, રાત્રે ગામની સજ્જન મંડળી તેમને ઘેર એકઠી થાય છે, તેમની સાથે તેઓશ્રી સ્વૈરકથા કરે છે. આમ નિર્દોષ દિનચર્યા સમાપ્ત કરીને તેના રમ્ય અને અલૌકિક દૃશ્યોનું સ્મરણ કરાવતી પરમ પ્રેમદાયિની પ્રકૃતિમાતાની ગોદમાં સૂઈ જાય છે..

પૂ. શ્રી શાસ્ત્રીજી હાલ જે ગામમાં રહે છે ત્યાંના બધા લોકો તેમની આ પ્રવૃત્તિથી પરિચિત છે. શરૂઆતમાં તો તેઓએ તેમની અગ્નિપરિક્ષા કરી જોઈ, પણ જ્યારે તેઓને લાગ્યું કે, 'આ તો શુદ્ધ સોનું છે, પિત્તળ નથી—મિથ્યા આડંબરી વ્યક્તિ નથી—ત્યારે સર્વે લોકોની તેમના પર અપાર પ્રેમની વર્ષા થઇ. જનતા જનાર્દન છે, તે જેને લાત મારે છે તેને જ સમય આવે માથે ચઢાવીને નાચે પણ છે, પરંતુ જેનામાં આ લાત ખાવાની શક્તિ હોય તે જ માથે ચઢી શકે છે, જે લાતથી ડરે છે તે ધૂળ ભેગો થાય છે. પૂ. શ્રી શાસ્ત્રીજી કોઇ પણ પક્ષ કે વાદના નથી, તેઓશ્રી સાંપ્રદાયિક સંકુચિત વાડાઓમાં પણ માનતા નથી. તેમનું વર્તન સર્વની સાથે સમાન હોય છે, આથી ગરીબ તવંગર, અવિદ્વાન્ વિદ્વાન, શૂદ્ર બ્રાહ્મણ, સ્ત્રીપુરૂષ, બાલવૃદ્ધ, વિગેરે કોઇ પણ જાતનો ભેદ તેમની દૃષ્ટિમાં રાખ્યા વિના બાકી

મનમાં આવ્યું, તેથી તેવી રીતનાં કાર્યની શરૂઆત તેણે કરી દીધી. એક વર્ષ પહેલાં જેમ પ્રથમ આંગળી પર દરદ થયું હતું, તેવી જ રીતે પગના અંગુઠાના નખ ઉપર હવે થયું આ વખતે પૂ. શ્રી શાસ્ત્રીજીએ જોઈએ તેટલી દરકાર લીધી નહિ–વિધિ ભાન ભુલાવે ત્યારે કોઈ શું કરી શકે?–તેથી ચાર પાંચ દિવસમાં તો દરદ વધી ગયું, વળી તેઓ અધુગમાં પુરા હતા રોહાના ગામડામાં, તેથી ત્યાં આને માટે કોઈ તાત્કાલિક ઉપાય થઈ શક્યો નહિ, પરિણામે તેમને રોહાથી મુંબઈ લાવવા પડયા અને 'New Nursing Home'માં દાખલ કર્યા હતા. હવે તો અન્ય કોઈ ઉપાય ન હોવાથી વધનો રહેલો વ્યાધિ વિકાર અટકાવવા પગનું ઓપરેશન કરાવવું પડયું, અને 'લગભગ બે માસ હોસ્પીટલમાં રહેવું પડયું'. આ વખતે તો પૂ. શ્રી શાસ્ત્રીજી માતાની સૂચના બરોબર સમજી ગયાં, તેથી તેઓશ્રીએ પાઠશાલાની સંપૂર્ણ જવાબદારી—એકાદશીના વર્ગોની પણ—સુપુત્રને શિરે સોંપી દીધી અને પોતે વાનપ્રસ્થાશ્રમના ધર્માનુસાર સંપૂર્ણ નિવૃત્તિ પરાયણ જીવન વિતાવવા લાગ્યા હાલ તેઓશ્રી રોહા રહે છે ફક્ત દશેરાને દિવસે—પાઠશાળાના વાર્ષિકોત્સવને દિને—પોતે વાવેલું તત્ત્વજ્ઞાનરૂપી વૃક્ષ કેવી રીતે વિકસે છે તેનુ નિરીક્ષણ કરવા મુંબઈ પાઠશાલામાં આવે છે.

હાલ રોહામાં તેઓશ્રીની દિનચર્યા આ પ્રમાણેની છે– સવારે વહેલા ઉઠે છે અને દાતણપાણી તથા સ્નાન વિગેરે કરીને આત્મકલ્યાણ માટે પ્રભુમાં એકાગ્ર થાય છે, આમ સવારના લગભગ બાર સુધી સંધ્યાપૂજા કરે છે પછીથી સૂર્ય

મધ્યાહ્નને આવે ત્યારે શરીરનિર્વાહાર્થ ભોજન વિગેરે કરે છે અને બપોરે વામકુક્ષી બાદ ત્રણ વાગે ઉઠે છે. ત્યાર પછી હાલ જે એક બે શિષ્યો તેમની પાસે રહે છે તેમને ભણાવે છે અને પછી સાંજે છ વાગે નદી કિનારે નિસર્ગને નિહાળવા તથા પ્રકૃતિતત્ત્વની અલૌકિકતાનો અભ્યાસ કરવા જાય છે, રાત્રે ગામની સજ્જન મંડળી તેમને ઘેર એકઠી થાય છે, તેમની સાથે તેઓશ્રી સ્વૈરકથા કરે છે. આમ નિર્દોષ દિનચર્યા સમાપ્ત કરીને તેના રમ્ય અને અલૌકિક દૃશ્યોનું સ્મરણ કરાવતી, પરમ પ્રેમદાયિની પ્રકૃતિમાતાની ગોદમાં સૂઈ જાય છે.

પૂં. શ્રી શાસ્ત્રીજી હાલ જે ગામમાં રહે છે ત્યાંના બધા લોકો તેમની આ પ્રવૃત્તિથી પરિચિત છે. શરૂઆતમાં તો તેઓએ તેમની અગ્નિપરિક્ષા કરી જોઇ, પણ જ્યારે તેઓને લાગ્યું કે, 'આ તો શુદ્ધ સોનું છે, પિત્તળ નથી—મિથ્યા આડંબરી વ્યક્તિ નથી—ત્યારે સર્વે લોકોની તેમના પર અપાર પ્રેમની વર્ષા થઇ. જનતા જનાર્દન છે, તે જેને લાત મારે છે તેને જ સમય આવે માથે ચઢાવીને નાચે પણ છે, પરંતુ જેનામાં આ લાત ખાવાની શક્તિ હોય તે જ માથે ચઢી શકે છે, જે લાતથી ડરે છે તે ધૂળ ભેગો થાય છે. પૂ. શ્રી શાસ્ત્રીજી કોઇ પણ પક્ષ કે વાદના નથી, તેઓશ્રી સાંપ્રદાયિક સંકુચિત વાડાઓમાં પણ માનતા નથી. તેમનું વર્તન સર્વની સાથે સમાન હોય છે, આથી ગરીબ તવંગર, અવિદ્વાન વિદ્વાન, શુદ્ર બ્રાહ્મણ, સ્ત્રીપુરૂષ, બાલવૃદ્ધ, વિગેરે કોઇ પણ જાતનો ભેદ તેમની દૃષ્ટિમાં રાખ્યા વિના બાકી

રહેલા આયુષ્યના દિવસો તેઓ શાંતિથી સ્થિતપ્રજ્ઞની જેમ પસાર કરી રહ્યા છે તેઓશ્રીની આ સર્વ પક્ષપરતાને લીધે ગામના બધા પક્ષવાળા તેમને માને છે, બધા પક્ષ વાળા તેમને ત્યા એકત્ર આવીને બેસે છે, અને સ્વતત્ર રીતે ખુલ્લા દિલથી ચર્ચા કરે છે આ રીતે તેઓ સર્વે કામનાઓ અને ભોગોથી અલિપ્ત રહીને, જલકમલવત્ સસારમા પોતાના આયુષ્યના બાકી રહે ા દિવસો પ્રભુનુ ધ્યાન કરતા કરતા विहाय कामान् य सर्वान् पुमाश्चरति निस्पृह । થવા યત્ન કરે છે અને પ્રભુના આપ ણની—મહા પ્રયાણની—રાહ જોઇ રહ્યા છે પોતાનુ ઇહલોકનુ જીવન તેઓશ્રીએ તેમને મળેલા સયોગાનુસાર યથાર્થ રીતે તત્ત્વનિષ્ઠ અને તેજસ્વી બનીને વિતાવ્યુ હોવાથી તેઓ શ્રી 'कृतकृत्यश्च भारत । થયા છે કૃતાર્થ થયા છે

પ્રિય વાચક ! આપણે પૂ ! ! શાસ્ત્રીજીના જીવનનુ તો સિહાવલોકન કર્યુ, રતુ આપણને ખ ર છે કે પૂ શ્રી શાસ્ત્રીજી કઈ બાવા કે સન્યાસી નથી, તેઓશ્રી તો સસારી છે, અને તેઓશ્રી તો માને છે કે, 'સસારમ રહીને કામ કરનાર વ્યક્તિએ બાવા કે સન્યાસી થવુ યોગ્ય નથી કારણ કે ઇન્દ્રિયોનો સમૂહ બનવાન્ છે' માટે જો કે તેઓશ્રીના સસારનુ વર્ણન—કદાચ આપણને મિષ્ટાન્ન ખાધા પછી દાળભાત ખાવા જેવુ લાગશે—વિશેષ મહત્વનુ નહિ લાગે—છતા પણ તે વર્ણન ફેકી દેવા જેવુ નિરસ ન હોવાથી આપણે અત તેના પર દષ્ટિપાત કરીશુ, અમને આશા છે કે આપણને આમાથી

પણ જરૂર કંઇક પ્રેરણા મળશે. અર્થાત્ હવે પારિવારિક જીવન ટૂંકમાં જોઇ જઇએ.

પૂ. શ્રી શાસ્ત્રીજીના માતાપિતા કોણ હતા, તેઓ ક્યાં રહેતા હતાં, શું વ્યવસાય કરતા હતા, જીવન કેવી રીતે વિતાવતા હતા, ઇત્યાદિ સર્વે વાતો તો આપણે શરૂઆતમાંજ જોઇ ગયેલા હોવાથી અત્ર તેનું પુનઃ ચર્વીચર્વણ કરતા નથી. પૂ. શ્રી શાસ્ત્રીજીને બે ભાઇઓ હતા. તેમાંના એક તો આગળ કહ્યા પ્રમાણે પ્લેગ મહાશયના ઝપાટામાં આવી ગયા હતા અને પ્રભુશરણ થયા હતા, હાલ એક ભાઇ શ્રી નારાયણરાવ આઠવલે છે. આ શ્રી નારાયણરાવ આઠવલે હાલ નિવૃત્ત સરકારી પેન્શનર (Retired Government Pensioner) નું જીવન, તેમના પત્ની સૌ. શ્રી રાધાબાઇ સાથે રોહામાં પૂ. શ્રી શાસ્ત્રીજીની સમીપ ગાળી રહ્યા છે.

પૂ. શ્રી શાસ્ત્રીજીનાં લગ્ન કેળસી ગામના વે. મૂ. શ્રી કૃષ્ણંભટ્ટ ઘૈસાસ નામના તેજસ્વી અને વૈદિક વિદ્વાનના સુપુત્રી સૌ. શ્રી કાશીબાઇ સાથે જ્યારે તેઓશ્રી નાગાવની પાઠશાલામાં અભ્યાસ કરતા હતા ત્યારે થયા હતા. તેમના શ્વશુર જેવા તે કાલમાં પંચકોશમાં અન્ય કોઇ વિદ્વાન્ ન હતા. સૌ. શ્રી કાશીબાઇનું નામ શ્વશુરગૃહમાં શ્રી પાર્વતીબાઇ રાખવામાં આવ્યું છે, પૂ. શ્રી શાસ્ત્રીજીને એક બેન પણ છે, તેમનું નામ સૌ. શ્રી કૃષ્ણાબાઇ છે, તેમના લગ્ન શ્રી વે. શા. સં. વાસુદેવ શાસ્ત્રી કેળકર સાથે કરેલા છે. પૂ. શ્રી શાસ્ત્રીજીના આ બનેવી પણ તેમની જેમ ઉમરાવતીમાં એક પાઠશાલા

ચલાવે છે તેઓશ્રી ઉત્કૃષ્ટ કર્મકાંડી અને શાસ્ત્રી પણ છે, જીવનરથના જ્ઞાન અને કર્મરૂપી બન્ને ચક્રોનો તેમણે સંપૂર્ણ અને સર્વોત્કૃષ્ટ વિકાસ કર્યો છે; આવી વ્યક્તિ વિરલ જ હોય છે. પૂ. શ્રી શાસ્ત્રીજીના જેવું જ તેઓશ્રી પણ દિવ્ય અને તેજસ્વી જીવન વિતાવી રહ્યા છે. તેઓશ્રી સ્વભાવે શાંત, પ્રેમાળ, વિનયી અને નમ્ર છે. સદા હસમુખો ચહેરો, ગૌરવર્ણી કાંતિવાળું તેજસ્વી શરીર, મંગલમય વાણીયુક્ત તથા તેવાજ વિચાર અને આચારવાળી વ્યક્તિ એટલે જ શ્રી વાસુદેવ - શાસ્ત્રી.

પૂ શ્રી શાસ્ત્રીજીને પાંચ અપત્યો થયાં છે. તેમાંના ચાર હાલ અસ્તિત્વમાં છે. તેઓશ્રીની એક મોટી પુત્રી તેનું યૌવનરૂપી જીવનકમળ વિકાસ પામીને તેના સંસાર પરિવારના ભ્રમરોને આનંદ આપતું થાય તે પહેલાં જ લગ્ન બાદ થોડા વર્ષે દેવલોક પામી હતી. પૂ. શ્રી શાસ્ત્રીજીની અન્ય બે યથાર્થનામા સુશીલ અને સદ્‌ગુણી પુત્રીઓ સૌ. શ્રી શાંતા અને સૌ. શ્રી કુસુમ આર્ય સન્નારીને શોભે તેવા ગુણોવાળી પોતપોતાના સાંસારિક પરિવારમાં સુખી અને આનંદમય દિવસો વિતાવી રહી છે. પૂ શ્રી શાસ્ત્રીજીને બે પુત્રો છે. તેમાંના જ્યેષ્ઠ પુત્ર—સર્વ પ્રકારે જ્યેષ્ઠ, માનસિક, બૌદ્ધિક અને શારીરિક વિકાસમાં પણ—પૂ. શ્રી પાંડુરંગ શાસ્ત્રીજી છે. તેમના ગુણોનું વર્ણન આપણે આગળ જોઈ ગયા છીએ તેમના પરિચયમાં આવનાર અન્ય પણ તેમના આ માનસિક અને બૌદ્ધિક વિકાસનું દર્શન કરીને ચકિત થઇ જાય છે. તેઓશ્રી

તેમનાં પૂ. પિતાશ્રીનો પાઠશાલાનો તથા વ્યવહારનો પણ અન્ય સર્વ કાર્યભાર વહી રહ્યા છે. તેમના જીવનમાં આપણને તેમના દાદાનાં તેજસ્વી સંસ્કારો તથા તેમના પૂ. પિતાશ્રીની તીક્ષ્ણ બુદ્ધિનો સુમેળ જોવા મળે છે, તેથી તો 'धुर्येण गुर्वीमुवनस्यपित्रा।' રઘુરાજા જેમ તેમના સુપુત્ર અજને સર્વ કાર્યભાર સોંપીને વનમાં ચાલ્યા ગયા હતા, તેમ પૂ. શ્રી શાસ્ત્રીજી પણ હાલ નિશ્ચિંત બનીને પોતાનું જીવન રોહામાં વિતાવે છે. બલવાન્ ક્ષત્રિયને માટે જેમ એવો કોઇ પણ પ્રદેશ હોતો નથી કે જે તે બાહુ સામર્થ્યથી હસ્તગત ન કરી શકે. यं देशं श्रयते तमेव कुरुते बाहुप्रतापार्जितम् । આપણા પૂ. શ્રી પાંડુરંગ શાસ્ત્રીજી તો બ્રાહ્મણ છે, અને બ્રાહ્મણ પાસે બૌદ્ધિક સામર્થ્ય હોય છે માટે તેમની બુદ્ધિને માટે એવો કોઇ પણ વિષય નથી કે જેમાં તેઓશ્રી પ્રવેશ ન કરી શકે, અને પોતાનું નૈપુણ્ય ન દાખવી શકે. તેથી ઉપરની ઉક્તિ સહેજ બદલીને તેમને પણ લાગુ પાડી શકાશે. यं देशं श्रयते तमेव कुरुते बुद्धिप्रतापार्जितम् । આ પૂ. શ્રી પાંડુરંગ શાસ્ત્રીજી પણ સંસારી છે. જેવું તેઓનું જીવન છે તેવાજ તેમને તેમના સર્વકાર્યમાં સહૃદયતાથી સાથ આપનારાં નિર્મલહૃદયા સૌ. શ્રી નિર્મલાદેવી સહધર્મચારિણી મળ્યાં છે. પૂ. શ્રી શાસ્ત્રીજીના નાના પુત્રનું નામ 'પ્રભાકર' છે, તે હાલ અવિકસિત પુષ્પની કળી છે, તેમનું જીવનપુષ્પ વિકાસ પામીને કેવી સૌરભ પ્રસરાવશે તેને વિષે લેખકો જ્યોતિષી ન હોવાથી ભવિષ્યવાણી કહી શકતા નથી.

પ્રિયવાચક ! આપણે પૂ શ્રી શાસ્ત્રીજીના પરિવારરૂપી વટવૃક્ષનું વર્ણન તો જોયું; પરંતુ આ વટવૃક્ષ જે ક્ષેત્ર અને બીજને લીધે વિકાસ પામ્યું છે. તેમના બીજના વર્ણનથી તો આ પુસ્તક ભરપૂર છે, કિન્તુ જે ક્ષેત્રને લીધે તે વિકાસ પામ્યું છે, તથા જેને લીધે, જેના સહકાર, સદિચ્છા, અને શુભ ભાવનાઓને લીધે તે આટલું બધું ફૂલ્યું ફાલ્યું છે તેને માટે જો બે શબ્દ ન લખવામાં આવે તો અમારી કૃતઘ્નતાજ કહેવાય. સંસારરૂપી રથના પુરૂષ અને સ્ત્રી બન્ને ચક્રો છે, તેજ સંસારરૂપી રથ આગળ ચાલી શકે—પોતાનો વિકાસ સાધી શકે—પોતાનું આત્મકલ્યાણ કે જનકલ્યાણ કરી શકે—જેના આ બન્ને ચક્રો સાથે સમગતિથી અને પરસ્પરના સહકારથી તથા પ્રેમથી ચાલતાં હોય આપણને ખબર જ છે કે સૌ. શ્રી પાર્વતીબાઇના પિતા એક તેજસ્વી વિદ્વાન્ તથા વૈદિક હતા, તેથી તેમની પુત્રીમાં પણ જો પિતાશ્રીના સહજધર્મો અને સંસ્કારો ઉતરી આવેલા હોય તો શું કંઈ વિશેષતા છે? વિદ્વાન, ગુણવાન્ અને તેજસ્વી એવા સુસંસ્કારી પિતાની પુત્રી શું પતિગૃહે આવીને પતિ સાથે આત્મસર્પણદ્વારા અભેદતા જીવનમાં ન લાવી શકે? શું તેને આર્યસન્નારીઓનાં જીવનચરિત્રો જાણવા તથા તે જીવનમાં ઉતારવા શાળા-કોલેજોમાં શિક્ષણ લેવા જવું પડશે ? આ ઉપરથી આપણને જરૂર લાગશે કે આગળ આપણે જે પૂ. શ્રી શાસ્ત્રીજીના જીવનનો ઉત્કર્ષ જોઈ ગયા છીએ તે સર્વ સૌ. શ્રી પાર્વતીબાઇના સહકારને જ આભારી છે. પૂ શ્રી શાસ્ત્રીજી તો

શાસ્ત્રી કહેવાય—તત્ત્વજ્ઞાનની વાતો કરી જાણે, પણ ઘરમાં વ્યવહાર કેમ ચલાવવો તથા તેમાં જરા પણ ઊણપ ન દેખાવા દેવી—આ કામ કંઇ પૂ. શ્રી. શાસ્ત્રીજીને થોડું આવડે? આ સર્વ તો તેમના ઘરના અન્નપૂર્ણા સૌ. શ્રી પાર્વતીબાઇ જ કરતા હતા. આર્યસન્નારીઓની સહનશીલતા તથા સેવાધર્મપરાયણતાની તો કમાલ જ છે જેને તેઓ હૃદય આપશે તેને માટે તેઓ શું નહિ કરે? પુરૂષને આ વાત નહિ સમજાય. પુરૂષસમાજની વ્યવહારકુશળતા તથા જનસેવાની તો ખોટી બડાઇ હોય છે—તે તો માનસન્માનની અભિલાષાથી હોય છે, પ્રેમ અને ત્યાગની ભાવનાઓના વિકાસનું પરિણામ ક્વચિત્‌જ હોય છે, માટે આપણે નિઃશંકપણે કહી શકીશું કે પ્રેમ અને ત્યાગની ભાવનાઓનો વિકાસ જેટલો સ્ત્રીઓએ કર્યો છે તેનો શતાંશ ભાગ પણ જનસેવાની બૂમ મારનારા પુરૂષોએ કર્યો હોતો નથી. આ વાત જે પુરૂષોને ખોટી લાગે તેઓ આત્મનિરીક્ષણ કરી જુએ. આપણે જોઇએ છીએ કે પતિપ્રેમને લીધે પિતૃગૃહનો ત્યાગ કરનારી સ્ત્રી જો જરાપણ પતિને અપ્રિય વાત કરે તો કયો ઉદાર પતિ ક્ષમા આપે છે? પણ જો પતિ અપ્રિય વાત કરશે તો શું કદિ કોઇ આર્યસ્ત્રીને તેને માટે ઉચ્ચ સ્વરે બોલતા સાંભળી છે?—પતિના કેટલા બધા કટુ શબ્દોને અમૃતમય ગણીને પત્ની તેનું પાન કરી જય જાય જાય છે, પણ શું પતિ કદિ પણ પત્નીના એક કટુ શબ્દને સાંખી લેશે? કંઇ નહિ અને તો છેવટે બડબડાટ તો જરૂર કરશે. સ્ત્રીઓના પ્રેમ અને ત્યાગની ભાવનાના

વિકાસને પરિણામને લીધેજ આ સૃષ્ટિચક્ર ચાલી રહ્યું છે, માટે શાસ્ત્રકારોએ માતાનો પિતા કરતાં દશગણો અધિકાર અપત્ય ઉપર કબૂલ્યો છે. બાલક પિતૃઋણમાંથી મુક્ત થશે પણ શું કદિ તે માતૃઋણ મિટાવી શકશે?

પૂ. શ્રી શાસ્ત્રીજીને જે મોટી પુત્રી હતી તે પાંચ વર્ષ કમરના હાડકાંના દરદને લીધે પથારીમાં રહી હતી અને બધી જ નૈસર્ગિક ક્રિયાઓ પથારીમાં જ કરતી હતી, તેનાથી રાત્રે ઊંઘી શકાતું પણ ન હતું, તેથી તે વખતે પૂ. શ્રી શાસ્ત્રીજી તો પાઠશાળા ચલાવતા હોવાથી રાત્રે ઉજાગરો કરી શકે નહિ, તેમના જ્યેષ્ઠ પુત્ર પૂ. શ્રી પાંડુરંગ શાસ્ત્રીજી રોહામાં અભ્યાસ કરતા હતા, માટે આવે વખતે રાત્રે ઉજાગરા કરવાનું કામ સૌ. શ્રી પાર્વતીબાઇ કરતા હતા, છતાં પણ દિવસે પુરૂં ઊંઘવા ન મળતું; કારણ કે દિવસે ઘરનું સંપૂર્ણ કામ તેઓને એકલે હાથે કરવાનું હતું અને તેમાં પણ તબીઅત જોવા આવેલા પરોણાઓનું સ્વાગત એટલે તો કામ વિષે પૂછવાની કંઇ વાતજ નહિ. પૂ. શ્રી શાસ્ત્રીજી શેઠિયા ન હતા કે જેથી ઘરમાં નર્સ, ઘાટી અને રસોઇઓ રાખી શકે. તેમના બીજા પુત્રી સૌ. શ્રી શાન્તાબાઇ પણ સંધિવાના દરદને કારણે બે વર્ષ પથારીમાં રહ્યાં હતાં, ત્યારે પણ આજ ઉપાધિ હતી, અત્યારે પણ જ્યારથી પૂ. શ્રી શાસ્ત્રીજીના પગનું ઓપરેશન કરાવ્યું છે ત્યારથી—છેલ્લા પાંચ વર્ષથી—આજ સુધી અને ભવિષ્યમાં પણ જ્યાં સુધી તેઓ બન્નેનાં શરીર હશે ત્યાં સુધી આ અખંડ સેવાવ્રતનું પાલન કરવાનું છે, કારણ કે, પૂ. શાસ્ત્રીજી હાલ સાજા છતાં

પણ માંદા જેવા જ છે. આ મૂક સેવાની ગણના કોણ કરી શકે? શું પુરુષ-બુદ્ધિ આવી અખંડ સેવા કંટાળ્યા વિના કરી શકશે? ભર્તૃહરીએ આથી ખરેખર યોગ્યજ કહ્યું છે, सेवाधर्मो परमगहनो. योगीनामप्यगम्यः। આ તો થઇ સાંસારિક વાત. સાથે સાથે તેમને પોતાના બાલકોને સંસ્કાર આપવાનું કાર્ય, તેઓમાં સાત્ત્વિક શ્રદ્ધા જાગૃત કરવાનું કાર્ય, પણ કરવાનું હતું. આપણે પૂ. શ્રી પાંડુરંગ શાસ્ત્રીજીને મુખથી જ તેમના પ્રવચનોમાં કેટલીક વાર કહેતા સાંભળ્યા છે કે, 'મને જે સંસ્કારો મળ્યા છે તેને માટે જેટલો, હું મારા દાદાનો ઋણી છું તેટલો જ મારી પરમપ્રેમાળ અને કરૂણામૂર્તિ માતાનો પણ છું.'

અંતમાં આપણે તેમના ગુણોનો ઉપસંહાર કરતાં એટલુંજ કહીશું કે, 'સૌ. શ્રી પાર્વતીબાઇ ખરેખર પાર્વતી માતાના અંશ છે, પૂ. શ્રી. શાસ્ત્રીજી પર સંપૂર્ણ ભગવદ્ કૃપા હોવાથીજ તેમને આવા સહધર્મચારિણી મળ્યાં છે. સૌ. શ્રી. પાર્વતીબાઇ તો પૂ. શ્રી શાસ્ત્રીજીના જીવનનું સાર સર્વસ્વ છે, કારણ કે તેમના સહકારને લીધેજ પૂ. શ્રી શાસ્ત્રીજી પોતાની તત્ત્વનિષ્ઠા અને દિવ્યતા ટકાવી શક્યા છે. સૌ. શ્રી પાર્વતીબાઇ પ. શ્રી શાસ્ત્રીજીના સાર્થ 'અર્ધાંગના' છે—'સહધર્મચારિણી' છે.

પૂ. શ્રી શાસ્ત્રીજીએ પોતાના કુટુંબના માણસો સાથે પણ પોતાના જ પરિવાર જેવો સંબંધ રાખ્યો છે. તેમના કાકાના છોકરાઓ તેમને ત્યાં રહેતા હતા. પૂ. શ્રી. શાસ્ત્રીજીનું તેમના પ્રતિ સગાભાઈ જેવું વર્તન હતું. આજે એક

એક ભાઇ ડૉક્ટર થયેલા છે, એક વેપારી થયા છે, અને એક ભાઇએ રાષ્ટ્રકાર્યમાં પોતાનુ જીવન આપ્યું છે. પૂ. શ્રી શાસ્ત્રીજીની તત્ત્વનિષ્ઠા જાળવનાર તથા તેમને આપત્કાળે તેમના સગા ભાઇની જેમ સાથે રહીને મદદ કરનાર તેમના સાળા શ્રી ચિંતોપન ઘૈસાસ, કે જેમનું Brother-in-law નહિ પણ ખરેખર Brother જેવું જ વર્તન પૂ. શ્રી શાસ્ત્રીજી સા l છે, તે મના નામનો જો આપણે ઉલ્લેખ ન કરીએ તો તેમના કુટુંબ પરિવારનુ વર્ણન અપૂર્ણજ ગણાય. આ શ્રી ચિંતોપન ઘૈસાસ પૂ શ્રી શાસ્ત્રીજીની બાજુમાંજ રહે છે. સામાન્ય રીતે 'સાળો બનેવીની' ઊણપ જોવા અને બનેવી સાળાની અપૂર્ણતા નિહાળવા તત્પર હોય છે અને પરસ્પર વિચાર કરતાજ હોય છે, કે ક્યારે કઇક છિદ્ર દેખાય ને ચાંચ મારીએ, પરંતુ અહીં તો સાળા બનેવીનો સંબંધ હતોજ નહિ, અહી ભાઇ ભાઇનો સંબંધ હતો તેથી આ પ્રસંગ અદ્યાપિ પર્યંત આવ્યો નથી એટલુંજ નહિ, તેમની આ અભેદતા તેમના કુટુંબો માટે અનુકરણીય આદર્શરૂપ થઇ પડી છે. અર્થાત્ સંસ્કારિતા, શિક્ષણ અને સમાધાની સંતોષી વૃત્તિ જો હોય તોજ ગૃહસ્થાશ્રમમાં પરમ ઉચ્ચતમ હાર્દિક પ્રેમ અને સહકારનો આનંદ જોવા મળે છે, કુટુંબની વ્યક્તિઓ પરસ્પરનો હૃદયથી-શિષ્ટાચાર તરીકે નહિ-અભ્યુદય અને વિકાસ ઇચ્છે છે, તેઓ ભલે બહારથી ભિન્ન હોય, પરંતુ અંદરથી તો પ્રેમની ગ્રંથિથી સુયોજિત એકતા સંપન્ન હોય છે, અને આજ धन्यो गृहस्थाश्रमः ।

## પ્રકરણ પાંચમું

'સદ્‌ગુણ સમુચ્ચય'

ગયા પ્રકરણોમાં આપણે પૂ. શ્રી શાસ્ત્રીજીના જીવનના પ્રસંગોની ઝાંખી દોડતા દોડતા કરી ગયા છીએ. આમાં આપણે કંઇ બધા જ મહત્વના પ્રસંગોનું વર્ણન સંપૂર્ણતઃ કરી શકયા નથી; પરંતુ આનો અર્થ એમ પણ નથી કે આપણું આ વર્ણન તદ્દન અપૂર્ણજ છે, આ પુસ્તકના પ્રસંગો પર દૃષ્ટિપાત કરવાથી કદાચ કોઇને તેમના જીવનપટનું સંપૂર્ણ દર્શન તો નહિ થાય; પરંતુ આ જીવન પ્રસંગોનો જો ઊંડો અભ્યાસ કરવામાં આવે તો પૂ. શ્રી શાસ્ત્રીજીનું પૂર્ણ જીવનપટ કેવું હશે તેનું કાલ્પનિક ચિત્ર તો વાચક પોતાની માનસિક દૃષ્ટિ સમક્ષ ખડું કરી શકે અને તેમાંથી પોતાના જીવન માટે યોગ્ય પ્રેરણા પણ મેળવી શકે તેવો ભાંગ્યો તૂટ્યો પ્રયાસ, જેવી આવડે તેવી ભાષામાં, અહીં કરવામાં આવ્યો છે. માટે ગયા પ્રકરણોનું વર્ણન આપણે પૂ.

શ્રી શાસ્ત્રીજીના જીવન પરિચય માટે ગણી શકીએ. વાસ્તવિક રીતે તો પુસ્તક અહીં સમાપ્ત જ થાય છે, હવે કંઇ આગળ કહેવાનું બાકી રહી જતું નથી. આ પ્રકરણમાં તો આપણે પૂ. શ્રી શાસ્ત્રીજીનું જે જીવન આગલા પ્રકરણોમાં જોઇ ગયા છીએ તે તેમના કયા સદ્‌ગુણોને આભારી હતું તેના પર દૃષ્ટિપાત કરીશું આ પ્રકરણમાં વર્ણવવામાં આવનાર કેટલાય સદ્‌ગુણો માનવોમાં હોય છે, પરંતુ તે બધા વિખેરાયલા હોય છે, તેમને એકત્ર કરવામાં આવતા ન હોવાથી તેમનો પ્રભાવ અન્યને જોવા મળતો નથી. ટીપે ટીપે સરોવર ભરાય, અને કાંકરે કાંકરે પાળ બંધાય–તેમ માનવ જીવન પણ દિવ્ય અને તેજસ્વી બનાવવા માટે માનવે પોતાનામાં રહેલી ચિત્ શક્તિને જાગૃત કરવી જોઇએ અને તે દ્વારા અંતર્મુખ બનીને નિહાળવું જોઇએ કે મારામાં કયા કયા ગુણો દુર્ગુણો છે, ગુણો હોય તો તેમને વિકસાવવા માટે શું કરવું જોઇએ, અને દુર્ગુણો હોય તો તેમને દૂર કરવા માટે કેવા ઉપાયો લેવા જોઇએ પ્રત્યેક પુષ્પમાં સુવાસ હોય છે પણ જો તેને એકલું પડી રહેવા દઇએ તો તે સુવાસ અલ્પ સમય રહે છે, અને જો અમુક પુષ્પોને એકત્ર કરીને માળા–હાર–બનાવવામાં આવે તો તે અલંકાર તરીકે શોભી ઉઠે છે, તેનું અસ્તિત્વ વધુ વખત રહે છે, તેની સુવાસ વધે છે અને તેની ઉપયોગીતામાં પણ સાથે સાથે વૃદ્ધિ થાય છે. આ પ્રકરણમાં વર્ણન કરવામાં આવેલા સદ્‌ગુણોનું પણ તેવું જ છે. આમાં કહેવામાં આવેલા એકાદ બે ગુણો તો પ્રત્યેક માનવમાં હોય છે, પણ તેથી તેનું જીવન દિવ્ય

બનનું નથી, આ ગુણોની માળા હોય તો જ જીવન દિવ્ય બની શકે છે–પ્રત્યેક ગુણની કાર્યશકિતનો નિકાસ થઇ શકે છે: દા. ત. કેટલાકમાં સાદાઈ અને વિનોદી વૃત્તિ હોય છે, પણ અભ્યાસી વૃત્તિ હોતી નથી તેથી પોતે જે કંઈ કરે છે તે શા માટે કરે છે તેની ખબર જ હોતી નથી, કેટલાકમાં અભ્યાસી વૃત્તિ અને હસમુખો ચહેરો હોય છે પણ સાદાઇ હોતી નથી તેથી તેઓ મિથ્યાબાહ્યાડંબરમાં ફસાય છે અને ભોગવિલાસી બને છે, કેટલાક કર્મયોગી હોય છે. પણ તપસ્વી હોતા નથી માટે તેમના કાર્યમાં જો કોઇ જરા વિક્ષેપ કરે તો તરત ગુસ્સે થઇને ગાળો આપે છે, વિગેરે.

હવે આપણે પૂ. શ્રી શાસ્ત્રીજીના જીવનનો યશરૂપી સૂર્ય જે ગુણોરૂપી કિરણોથી પ્રકાશમાન્ થતો હતો તથા હાલ પણ થાય છે અને પોતાની પ્રભાથી–પ્રકાશથી–સંસર્ગમાં આવનાર અન્યને તે દ્વારા અદ્દભૂત પ્રેરક શક્તિનું દર્શન આપે છે તેનું વર્ણન કરીએ.

### " સાદાઇ "

'Plain living and High Thinking'—આ દિવ્ય આભૂષણ જેમ આપણા ભારતવર્ષના પ્રાચીન તત્વવેત્તા ઋષિમુનિઓના જીવનને શોભાવતું હતું તે જ પ્રમાણે પૂ. શ્રી શાસ્ત્રીજીના જીવનને પણ શોભા આપી રહેલું છે. ભારતવર્ષના જે જે પ્રાચીન તેમજ અર્વાચીન ધાર્મિક મહાપુરૂષો થઇ ગયા છે તેમના જીવન તપાસવાથી આપણને આ તત્વની મહત્તા સ્પષ્ટ સમજાય તેમ છે. પૂ. શ્રી શાસ્ત્રીજીની સાદાઇ તેમના જીવનમાં ડગલેને પગલે પ્રતીત થાય છે, કેવળ બાહ્યદૃષ્ટિવાળા

નિર્બુદ્ધ જડને પણ માત્ર તેમના તરફ દૃષ્ટિપાત કરવાથી આ વાત જણાઇ આવે તેવી છે. અર્થાત્ પૂ. શ્રી શાસ્ત્રીજીના આ સદ્‌ગુણની વ્યાખ્યાનું પરિશીલન કરવા-અભ્યાસ કરવા-કંઇ મોટા થોથા ઉથલાવવાની જરૂર નથી. તેમના સામાન્ય પોષાક તરફ જ જુઓને ! તેઓશ્રી સંસારી છે અને શહેરમાં વીસમી સદીમાં રહે છે, તેથી કૌપીન ધારણ કરીને સાદાઇ બતાવી શકે નહિ, માટે જૂની પદ્ધતિનું ધોળું ખમીશ, ૰ ૨૮૰ ઢાંકવા પિછોડી, માથે ચાફ્રો તથા ધોતી—આ વસ્તુઓ મળે એટલે બસ, થયો તેમને પોષાક. આમાં આપણી ફેશન તથા નિત્યનવીન જેવાને ટેવાયેલી આંખોને ફેશન કે નવીનતાનો અંશપણ મળે નહિ. આજે વીસમી સદીમાં તો वास' प्रधान खलु योग्यताया ।—એક નૂર આદમી ઔર દશ નૂર કપડં-થયું છે, માટે માણસને કેટલાં કપડાં જોઇએ તથા કેવાં, ક્યારે અને શા માટે જોઇએ તે સમજાવવાની શું આ પુસ્તકમાં જરૂર છે? પરંતુ મોટા માણસો કદિપણ પોતાની મોટાઇ કપડાંથી સિદ્ધ કરવા પ્રયત્ન કરતા નથી, કિન્તુ ગુણથી જ સિદ્ધ કરે છે. પૂ. શ્રી શાસ્ત્રીજી પોતાને કંઇ વિશેષ માનતા નથી, પરંતુ કપડાંથી મોટાઇ સિદ્ધ કરવાની તેમને સહજ ટેવ નથી. તેઓશ્રી આવશ્યકતા હોય તેટલાં જ કપડાં વાપરે છે, કપડાંના બાબતમાં તેમની જૂના કાળના ઋષિમુનિઓની જેમ ઉદાસીનતા છે આથી તેઓશ્રી આજના રિવાજ પ્રમાણે જેવા માણસની મુલાકાત તેવા વસ્ત્રો ધારણ કરતા શીખ્યા નથી ગમે તેટલા મોટા વિદ્વાન, ધનવાન કે અધિકારીને મળવા જાય પણ તેમના પોષાકમાં જરા પણ ફેર પડશે નહિ

પરંતુ આ આટલાં વર્ણનથી કોઇ એમ ન સમજે કે તેઓશ્રી 'સાદો પોષાક એટલે ગમે તેવો પોષાક' એમ માને છે. તેઓશ્રીનો પોષાક સાદો હોય છે, પણ અસભ્ય, મલિન, કે ફાટેલો તૂટેલો નથી હોતો, તેઓશ્રી હમેશાં ધોયેલાં સ્વચ્છ કપડાં પહેરે છે, તેમના કપડાંમાં ડાઘ કે બારીક છિદ્ર ધ્યાનમાં આવશે નહિ. આજે કેટલાક લોકોને જેમ વાપરવાના અને રાખવાનાં કપડાં જૂદાં હોય છે તેમ તેઓશ્રીને રાખવાનાં (Reserve) કપડાંની જૂદી પેટી નથી. તેમના આટલા આયુષ્યમાં તેમને પ્રવાસમાં પણ કપડાંની પેટી લઇ જતા કોઇએ ભાગ્યે જ જોયા હશે: પ્રવાસમાં પણ તેઓશ્રી બટવામાં બધી વસ્તુ મૂકે છે. નાનપણમાં તેઓશ્રી કોટ વાપરતા, પણ વ્યાસપીઠનો અંગીકાર કર્યા પછી તેનો પણ અંગીકાર કર્યો નથી. તેમના બટવા વિષે એક રમૂજી પ્રસંગ છે. પ્રવાસમાં એક વખત તેઓશ્રીએ સોનાના દાગીના બટવામાં મૂક્યા હતા, અને તેને હોડીમાં ભૂલી ગયા હતા. હોડી પાછી ફરી ત્યારે તેઓશ્રીએ તપાસ કરી તો જોયું કે બટવો જે સ્થાન ઉપર તેમણે મૂકેલો હતો ત્યાં જ પડેલો હતો; કારણ કે દરેકને એમ લાગે કે બટવામાં તે વળી શું હશે? તેઓશ્રીનો પોષાક સાદો છે, પણ બૌદ્ધિક વિચારસરણી તો ઉચ્ચ પ્રકારની છે, તેથી તેમના મોઢામાંથી અપશબ્દ કે અસભ્ય વાણી કોઇ દિવસ નીકળતી નથી.

### "વિનોદી વૃત્તિ અને હસમુખો ચહેરો"

નિજાનંદમાં મસ્ત રહેનારા, જગતના સુખદુઃખોથી પર, સંતોષી વૃત્તિવાળા અને માનસિક તથા બાહ્યિક વિકાસથી

તેમ લાગતું નથી. તેમની ધારણુશક્તિ એટલી તો તીવ્ર છે કે તેઓશ્રી આજે પણ ચાળીસ વર્ષ પહેલા બાલ્યાવસ્થામાં અભ્યાસ કરેલા ગ્રંથોનું સચોટ અધ્યાપન કરાવવાનું સામર્થ્ય ધરાવે છે એટલું જ નહિ તેના શાસ્ત્રાર્થની હરિફાઇમાં પણ ભાગ લઈ શકે તેમ છે. તેમની આ શકિતનો પડછો તપોવનના બાલકોને ખબર છે. તેઓશ્રી કેવળ શાસ્ત્રીય ગ્રંથોનું વાંચન કરતા હતા એમ નથી,- રસિક સ્વભાવના હોવાથી કાવ્યગ્રંથોનો આસ્વાદ પણ તેમને ભાવતો, તેમને જો કોઇ આજે પણ તેમના અધ્યયન કરેલા ગ્રંથમાંથી શંકા પૂછે તો તેમને આપણી જેમ માથું ખંજવાળવાની જરૂર પડતી નથી—તરતજ જવાબ આપી દે છે. જેમ હીરો વીંટીના જડેલો હોય તો જ શોભી ઉઠે છે, તેમ વિદ્વત્તારૂપી હીરો પણ જો અભ્યાસીવૃત્તિરૂપી વીંટીમાં જડવામાં આવે તો તેનો પ્રકાશ અન્યને તથા પોતાના જીવનના પ્રસંગોને પણ આપી શકે છે, અન્યથા કેવળ Show-Room–પ્રદર્શનગૃહમાં રાખવાલાયક નિરૂપયોગી વસ્તુ થાય છે, કારણ કે पुस्तकस्था तु या विद्या न सा विद्या।

## "જ્યાંનું ત્યાં અને જ્યારેનું ત્યારે"

આ સદ્‌ગુણ તો પૂ. શ્રી શાસ્ત્રીજીને વારસામાં મળ્યો છે. તેમના પૂ. પિતાશ્રીએ આ સૂત્ર તો ઘરના પ્રવેશદ્વારમાં લખી રાખ્યું હતું, અને તેઓશ્રી તે પ્રમાણે વર્તન કરતા હતા. પૂ. શ્રી શાસ્ત્રીજીએ આ વારસો બરાબર સંભાળ્યો છે. ઝીણામાં ઝીણી કે મોટામાં મોટી ગમે તે વાત હોય પણ તેઓ આ નિયમનનું પાલન કરવાનાજ. દા. ત. મુંબઇમાં,

રોહામાં કે પાઠશાળામાં ગમે ત્યાં તેઓશ્રી જાય. પણ તેમની કપડાં મૂકવાની ખીંટી પણ નક્કી જ હોય છે, અમુક પુસ્તકો રાખવાના તાકાંઓ પણ અમુક જ હોય છે, તેથી તો તેમને ઊંઘમાંથી ઉઠાડીને પૂછો તો પણ તરત જ કહી દે કે અમુક વસ્તુ અમુક જગાએ છે. ઘરમાં કોઇ માંદુ પડે તો તરત જ બીજે દિવસે ડૉકટરને ત્યાં લઇ જશે યા જવાનું કહેશે—માથું દુખતું હોય તો પણ જવાનું કહેશે, આથી કેટલીક વાર ભયંકર માંદગીના બિછાને પડવાના પ્રસંગો ઓછા આવે છે અને બેદરકારી માટે પશ્ચાત્તાપ કરવો પડતો નથી.

" योऽर्थे शुचि : स सर्वत्र शुचि : । "

પૈસાની આપલેમાં તેઓશ્રી તદ્દન ચોખ્ખા છે. આર્થિક વ્યવહારમાં તેમનું વર્તન સફેદ દૂધ જેવું હોય છે. ઉધાર કદિ પણ તેઓ લેતા નથી, તેથી કોઇપણ દુકાનમાં તેમનું ખાતું જોવા નહિ મળે. તેમનો આ સદ્‌ગુણ તેમના વંશજોમાં પણ છે. તેમની પાસે કોઇ માંગવા જશે તો જો આપવું હશે તો જરા પણ આનાકાની કે ધક્કા ખવડાવ્યા વિના તરત આપશે, ક્યાં તો કોઇને આપવા કહેશે. આર્થિક વ્યવહારમાં તેઓશ્રી એટલા બધા તો ચુસ્ત છે કે કેટલીકવાર આપણને કહેવાનું મન થઇ જાય કે, 'શાસ્ત્રીજી! આટલી બધી અધીરાઈ શા માટે?' દા. ત. જ્યારે તપોવન હતું ત્યારે તપોવનનો વિદ્યાર્થી જો કોઇ પણ વસ્તુ બજારમાંથી ઉધાર લાવે તો તેને તરત જ પાછો પૈસા આપવા મોકલે, જમવાનું તૈયાર થયેલું હોય તો જમવા પણ બેસવા ન દે. અર્થાત્ એમ પણ ન

કહે કે, 'ભાઇ! જમીને આપી આવજે.' આપણી વ્યાવહારિક દૃષ્ટિએ કદાચ આપણને દોષ લાગે તેવી એક વાત તેમના જીવનમાં છે અને તે એ કે, 'તેઓશ્રી બજારમાં કોઇ પણ વસ્તુ લેવા જાય ત્યારે વ્યાપારી સાથે જરા પણ કચ કચ ન કરતાં, તે જે ભાવ કહે તે ભાવ આપી દે છે,' પરિણામે એવો કોઈ પણ દિવસ ભાગ્યેજ જાય છે કે જ્યારે તેમના આ ભોળપણનો લાભ કોઈ વેપારીએ ન લેનો હોય. તેમના આ ગુણે પરંપરા પ્રાપ્ત કરી છે, તેથી તેમના ચિ. વિ. પૂ. શ્રી. પાંડુરંગ શાસ્ત્રીજી તો આમાં 'બાપ સવાઇ બેટા' થયા છે. માટે પિતાપુત્રનુ ભોળપણ પણ તેઓમાં કેટલીકવાર વિનોદનું વાતાવરણ જમાવે છે. તેમની પાસે આવીને જો કોઇ રડે કે અશ્રુપાત કરે તો તેઓશ્રી પોતાની આર્થિક આપત્તિનો વિચાર ન કરતાં આવનાર વ્યક્તિનું દુઃખ દૂર કરવા બનતા બધા ઉપાયો કરે છે, આથી કેટલીકવાર ખીન જરૂરિયાતવાળાઓ પણ તેમના આ લાગણીવશ સ્વભાવનો લાભ ઉઠાવીને તેમને આર્થિક ભીડમાં મૂકી દેતા. તેઓશ્રી કે તેમના કુટુંબીઓને આ રીતે અનેક ઠગ મળે છે પણ તેઓએ કદિ કોઇને ઠગવાનો સ્વપ્નમાં પણ વિચાર કર્યો નથી. તેમને કોઈ પોતાની લૂખી વાત કહીને છેતરી જાય અને કદાચ તેની પાછળથી તેમને ખબર પડે તો પણ તેઓ દુઃખી થતા નથી. આમ તેમના જીવનપટને આર્થિક છિદ્ર નથી, વિત્ત-શાઠ્યથી તેઓ અલિપ્ત છે, અને દ્રવ્યસંગ્રહની આશાથી પેટે પાટા બાંધતા નથી-કૃપણ થતા નથી આનો અર્થ એમ નથી કે તેઓ ઉડાઉ છે. તેઓ ઉડાઉ પણ નથી, તેમજ કંજુસ

પણ નથી; આ બન્ને બાજુઓનું મધ્ય બિંદુ તેમણે શોધ્યું છે તેથી તો 'वनव्ययस्तेषु न गण्यते बुधैः' નિયમ પ્રમાણે યોગ્ય સમયે પૈસો ખર્ચતા તેઓ વિચાર કરતા નથી. તેમના આ જીવનવ્યવહારને લીધે માનવજીવનમાં જે આર્થિક પાપથી બીરૂતા આવે છે, તેનો અંશ પણ તેમનામાં નથી. અર્થાત્ આર્થિક પાપથી અલિપ્ત રહેવાથી આવેલા પાવિત્ર્યે તેમના જીવનમાં તેમના સમાગમમાં આવનાર પ્રત્યેકને માટે નિર્ભયતાનું વાતાવરણ પ્રસરાવી મૂક્યું છે, અને આ નિર્ભયતાએ તેમના તથા અન્યના જીવનમાં નિશ્ચિંતતા નિર્માણ કરી છે, પાઠશાલામાં આવતી પ્રત્યેક વ્યક્તિને આનો અનુભવ છે. સંપત્તિને તેઓશ્રી પીઅરે આવેલી છોકરી માને છે, માટે તેને તીજોરીમાં પૂરી ન રાખતાં કે તેના ઉપયોગમાં બંધનો ન મૂકતાં છટથી ઉદાર હાથે ખર્ચે છે. આજના કાળની વ્યાખ્યા પ્રમાણે કદાચ પૂ. શ્રી શાસ્ત્રીજીને કોઇ શ્રીમંત ન કહે; કારણ કે તેઓ મરીનડ્રાઇવ પર પોતાના બંગલામાં રહેતા નથી, મોટરમાં ફરતા નથી અને બેન્કમાં પૈસા જમા કરતા નથી; પરંતુ પ્રાચીન ઋષિ મુનિઓના મત પ્રમાણે તો તેઓશ્રી જરૂર શ્રીમંત છે. પ્રાચીન ઋષિઓ જેમનું મન ઉદાર હોય તેમને જ શ્રીમંત ગણે છે, અને જેમનું મન ઉદાર ન હોય તેમની પાસે કરોડો રૂપિયા ભલે હોય તો પણ તેમને ભિખારી જેવાજ ગણે છે; કારણ કે તેમની લક્ષ્મી તેઓને સૂંઘવા માટેજ હોય છે, સમાજ માટે નિરૂપયોગી હોય છે. પૂ. શ્રી શાસ્ત્રીજીમાં માનસિક શ્રીમંતાઇ હતી તેથી તેઓ ગમે તેવી આર્થિક આપત્તિમાં પણ દીન કે હીન બન્યા નથી, કોઇનું મફતનું લેવાનો તેમણે

વિચાર સરખો પણ કર્યો નથી, આજે તો આપણા તથા કથિત શ્રીમંતો પણ પાછલા બારણેથી મફતનું લેવા દોડે છે.

## "વૈદિક વાઙ્મયના બારામાં નિતાન્ત શ્રદ્ધા"

'વૈદિક વાઙમય એટલે ઋષિમુનિઓને સ્ફુરેલું વાઙ્મય.' આ વાઙ્મય સૃષ્ટિના વિચારવંત માનવોને અનાદિકાળથી પ્રેરણા આપતું આવ્યું છે, તેઓને તેમની ભિન્ન ભિન્ન રૂચિ અનુસાર પોતાની માન્યતા પ્રમાણે જે કોઈ તત્ત્વ કાઢવું હોય તે આપી રહેલું છે. નાસ્તિકોને નાસ્તિકવાદ અને આસ્તિકોને આસ્તિકવાદ પણ આમાં દેખાય છે. માટે જો સુસંસ્કારી બુદ્ધિદ્વારા તેનો અર્થ કરવામાં આવે, તથા તેના ઉપર જો ઊંડો વિચાર થાય તો એમ લાગશે કે, 'જગત્‌માં માનવને તારક એવું જો કોઈપણ વાઙ્મય હોય તો તે આ જ છે.'—પૂ. શ્રી શાસ્ત્રીજીનો આ દૃઢમત છે. તેમણે તેમના આયુષ્યમાં વૈદિક વાઙ્મયથી વ્યતિરિક્ત અન્ય કોઇ પણ વાઙ્મયની અનન્યભાવથી સેવા કરી નથી. તેઓશ્રી તેમના પ્રવચનોમાં આથી અનેકવાર સુયોગ્ય બુદ્ધિ તથા અનુકૂલ સંયોગો આપવા માટે પ્રભુનો ઉપકાર માને છે, પોતે 'જે કંઇ કહે છે તે પોતાનું છે એમ કહેતા જ નથી, પોતાને તો ફક્ત આ પ્રાચીન ઋષિમુનિઓની જાહેરાત આપનાર સમજે છે આશ્ચર્યની વાત એ છે કે વૈદિક વાઙ્મયના બારામાં તેમના આ નિતાંત આદરને લીધે તો તેઓશ્રીએ મોટા થયા પછી જ્યારે પાઠશાલામાં શાસ્ત્રી તરીકે પ્રવચન કરતા હતા ત્યારે ઋગ્વેદસંહિતાની સંથા મોઢે કરવા ગોખતા હતા. આપણા પૂ શ્રી પાંડુરંગ શાસ્ત્રીજીએ આ વાત પ્રત્યક્ષ જોયેલી છે

પૂ. શ્રી શાસ્ત્રીજીએ વેદોનો સાર્થ અભ્યાસ કર્યો છે છતાં પણ તેઓશ્રી કેવળ વેદને મોઢે કરનારા વૈદિકોની આપણી જેમ 'વેદિયાઢોર' કહીને ઉપેક્ષા કરતા નથી, કિન્તુ તેમના તરફ અતિશય પૂજ્યભાવની લાગણી પ્રદર્શિત કરે છે. આજના—Civilized and Cultured—સુશિક્ષિત અને સુસભ્યવર્ગની વેદના પ્રતિ ઉદાસીનતા તથા અનાસ્થા જોઇને તેમને ખૂબ દુઃખ થાય છે, તેમનું હૃદય કેટલીકવાર આ અનાસ્થાના શબ્દો સાંભળીને રડી ઉઠે છે. તેઓ કહે છે, 'ભાઇઓ! તમારી આ ઉદાસીનતા તથા અનાસ્થાથી તમે કેવળ તમારી પોતાની જાતને જ નહિ પણ તમારી ભાવિની પેઢીને તથા તમારી બુદ્ધિ પર વિશ્વાસ રાખતા અજ્ઞ, ભોળા માનવોને પણ દુઃખના દરિયામાં ડુબાવી રહ્યા છો.

### "સૌજન્યમૂર્તિ"

સૌજન્ય એટલે શું? સૌજન્યતા કોને કહેવાય?—આ પ્રશ્નોના જો જવાબ જાણવા હોય તો પૂ. શ્રી શાસ્ત્રીજીનું જીવન તપાસવું કિંવા તેમનો સમાગમ સેવવો, કારણ કે 'પૂ. શ્રી શાસ્ત્રીજી એટલે સૌજન્યતાની સાકાર મૂર્તિ' તેમની વાણી હમેશા મીઠી અને મધુર હોય છે—मधुनिष्ठति जिह्वाग्रे। પ્રમાણે દેખાવ પૂરતી નહિ. તેમણે કોઈ પણ પ્રસંગે કોઇ પણ વ્યક્તિને પોતાની કટુ વાણીથી દુઃખ આપ્યું હોય એમ આપણને કોઇની પણ પાસેથી સાંભળવા નહિ મળે. આજે તેમના સુપુત્ર પૂ. શ્રી પાંડુરંગ શાસ્ત્રીજી પણ કહે છે કે, 'મારા અનેક ગુન્હાઓ થયા હશે, પણ મને યાદ નથી કે મારા પૂ. પિતાશ્રીએ કદિ પણ ગુસ્સે થઇને મને ધાંટો પાડયો હોય

કે તમાચો માર્યો હોય?' તેમના આ સૌજન્યનો ગેરફાયદો સંસ્કૃત પાઠશાલાના કેટલાક ટીખળીખોર તોફાની વિદ્યાર્થીઓ ઉઠાવી ગયા છે, વ્યાવહારિક લોકોએ કેટલીકવાર પોતાનું કાર્ય સાધવા તેમને હોળીનું નાળીયેર પણ બનાવ્યા હશે. આપત્તિમાં આવેલા ભાઇને મદદ કરવાનું તેમનું સૌજન્ય તેમના સમાગમમાં ન આવેલા માટે કલ્પનાતીત છે, આ જાણવું હોય તો તેમના સગાં સંબંધીઓ કે તેમના પરિચયમાં આવેલી અન્ય વ્યક્તિને પૂછવું. આ સૃષ્ટિમાં વિભિન્ન પ્રકૃતિ અને વિવિધ રૂચિવાળા માનવો જોવા મળે છે, આ સર્વને એક જ સ્નેહ સૂત્રમાં તેમની ખોટી ખુશામત ન કરતાં એવી રીતે ગ્રથિત કરવા કે જેથી તેઓ પોતાના તરફ આકર્ષાઇ રહે–આ કામ સહેલું નથી; પરંતુ તેઓશ્રી માટે તેમના સૌજન્યે આનો માર્ગ સરળ કર્યો છે. તેમણે તેમની અદ્યાપિ પર્યંતની કારકીર્દીમાં હજી સુધી કોઇની પણ સાથે એકવાર સંબંધ બાંધ્યા પછી તોડયો નથી. તેમનો સંબંધ ખેડૂતો સાથે હોય કે ઘાંટી સાથે હોય, પાઠશાલાના બાલકો સાથે હોય કે તપોવનના વિદ્યાર્થીઓ સાથે હોય, શ્રોતાવર્ગના બુદ્ધિમાન્ સાથે હોય કે નિર્બુદ્ધ સાથે હોય, પણ સમયાનુસાર કેવળ ભાષા ભેદ સિવાય અન્ય કંઇ પણ જોવા નહિ મળે—તેમનું હૃદય તો એક જ રહેશે. 'पण्डिताः समदर्शिनः'ની ગીતોક્તિ તેમના જીવનમાં તેઓશ્રીએ સાર્થ કરી છે.

"कर्मदेवो भव।"

સતત ઉદ્યોગથી પૂ. શ્રી શાસ્ત્રીજીને કંટાળો આવતો નથી. વળી એમ પણ તેમના જીવનમાં કદિ બનતું નથી કે

કામનો બોજો વિશેષ હોય તો તેઓશ્રી વેઠ ઉતારતા હોય. નાનું કે મોટું ગમે તે કામ તેઓશ્રી હાથમાં લે પણ योगः कर्मसु कौशलम् । ના સિદ્ધાંત પ્રમાણે તેને ઉત્કૃષ્ટ રીતે કરવા પ્રયત્ન કરે છે. આથી તેઓશ્રી કયાં તો કામ લેશે નહિ અને જો લેશે તો પોતાની સર્વશક્તિનો હોમ કરીને તેને ઉત્કૃષ્ટ બનાવવા તનતોડ પ્રયાસ કરશે. એમનું કર્મયોગનું કામ કૌટુમ્બિક કે શારીરિક કારણને લીધે ભાગ્યેજ બંધ રહ્યું હોય. કાર્યનો ભાર વિશેષ હોય તોપણ તેઓ રેલ્વે જેવી નિયમિતતા પ્રત્યેક કાર્યમાં રાખે છે. તેઓશ્રી કેટલીકવાર વિનોદમાં કહે છે, 'વીસમી સદીની રેલ્વે મારો ગુરૂ છે.' તેમના જીવનના નિશ્ચિત કાર્યો, નિશ્ચિત સમયે, નિશ્ચિત સ્થાન ઉપર થવાનાં એટલે થવાનાં જ, ભલે આકાશ પાતાળ એક થાય પણ તેમાં ફેર નહિ થાય. આ જાણવા માટે વિશેષ પરિશ્રમની જરૂર નથી, જેઓએ તેમના રવિવારના વર્ગોનો લાભ લીધો હશે તેમને આ નિયમિતતાની ખબર હશે. રવિવારના વર્ગો તેમના અઢાર વર્ષના ગાળામાં ભાગ્યે જ એક કે બે વખત તેમની પ્રકૃતિ નિર્બલ હોય ત્યારે ડૉકટરના અત્યાગ્રહને લીધે બંધ રહ્યા હશે.

### "તપસ્વીવૃત્તિ"

સંસારમાં સરસા રહીને પણ પ્રભુની પાસે મનને કેમ રાખવું તેજ પૂ. શ્રી શાસ્ત્રીજીના જીવનનું મુખ્ય કર્તવ્ય હતું. આ કરવા માટે માનવમાં તપસ્વીવૃત્તિ–દ્વન્દ્વો સહન કરવાની શક્તિ–જોઈએ. પૂ. શ્રી શાસ્ત્રીજીના દિવ્ય અને તેજસ્વી

જીવનનો પાયો આ તપસ્વી વૃત્તિમાં છે આ વૃત્તિએ તેમના જીવનમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે અને અન્ય સદ્‌ગુણોનો વિકાસ કર્યો છે. 'તપસ્વી વૃત્તિ એટલે દૈન્ય વિનાનું વર્તન, આસક્તિ શૂન્ય વ્યવહાર તથા વ્યાવહારિક ઝીણી ઝીણી બાબતો પર 'તે તો તેવીજ ચાલવાની' એ દૃષ્ટિથી દુર્લક્ષ રાખવું તે.' તેમની આ તપસ્વી વૃત્તિને લીધે જ તેઓ વ્યાવહારિક કાર્યો પ્રત્યે ઉદાસીનતા સેવી શકયા છે, અને ઇશ્વર પરની શ્રદ્ધા અચલ રાખીને સાંસારિક આપત્તિઓ હસતા હસતા ઝીલી શકયા છે, પરિણામે તેઓશ્રીનું જીવન સંસારમાં રહીને પણ સાંસારિક કાર્યો પ્રત્યે આસક્તિરહિત બન્યું છે. પૂ. શ્રી શાસ્ત્રીજીના આ સદ્‌ગુણને લીધે આપણે તેમને આજના યુગના દાઢી જટા વિનાના ઋષિની ઉપમા આપીશું તો તે કંઈ અતિશયોક્તિ કે અપ્રસ્તુત પ્રશંસા નહિ કહેવાય. તેમનો સંસાર સાંસારિક કાર્યોમાં અનાસક્તિ રાખીને ચાલતો રહેલો છે. મારો મત અમુક છે, માટે તે પ્રમાણે થવું જ જોઇએ–આવો આગ્રહ તેઓશ્રીએ કદિ પણ કુટુંબમાં પકડયો નથી. આજે તેમના છોકરાઓ મોટા થયા છે, પરંતુ તેઓને પણ તેમના વ્યાવહારિક કાર્યોમાં ફકત અનુભવી સલાહકાર તરીકે સલાહ આપીને બાજુએ ખસી જાય છે, કદિ પણ તેઓના ઉપર દબાણ લાવીને કહેતા નથી કે, 'તમારે આમ કરવું જ પડશે!' પરંતુ તેમના સદ્‌ભાગ્યે તથા પૂર્વ જન્મના પુણ્યને લીધે અને આ જન્મના તેમના મળેલા સંસ્કારોને લીધે તેમના બાળકો હજી પણ તેમની સલાહથી અવળે માર્ગે ગયા નથી—આ સુવર્ણમાં સુગંધ

જેવું કહી શકાય. પાઈ પાઈનો હિસાબ રાખનારા વાણીઆઓની સાથે તેઓશ્રીએ આયુષ્યનો મોટો ભાગ પસાર કર્યો છે; પરંતુ તેમની આ વૃત્તિથી તેઓશ્રી અદ્યાપિપર્યંત જલકમલવત્ રહ્યા છે. તેમણે જીવનમાં કદિ પણ હિસાબની ચોપડી રાખી નથી. તેમના ચિ. વિ. પૂ. શ્રી પાંડુરંગ શાસ્ત્રીજી પણ 'બાપ તેવા બેટા' છે. તેઓ બન્ને માને છે કે, 'પ્રભુ જે મોકલે છે, તેનો ખર્ચ થાય છે, અને જેનો ખર્ચ થાય છે તે જાય છે, માટે તેનો હિસાબકિતાબ રાખીને ખોટી માથાફોડ શા માટે કરવી.' ઇશ્વરની પણ તેમના ઉપર દયા હોવાથી તેમના વ્યાવહારિક કાર્યોમાં તેમને આથી કદિ પણ મુશ્કેલી આવી નથી.

## "આદર્શ વ્યવહાર"

ગીતાજીના સતત પરિશીલનથી પૂ. શ્રી શાસ્ત્રીજીને માનવનું જીવન કાર્ય શું છે તેની ખબર પડી હતી. પોતે જે જાણ્યું હતું તેના આચરણ માટે તેઓશ્રીને ભગવાન્ શ્રી કૃષ્ણની રસયુક્ત વાણીથી નીકળેલા ગીતારૂપી અમૃતના સ્વાધ્યાયથી સ્ફૂર્તિ મળતી હતી, અને કર્તવ્ય માટે આથી પ્રેરણા પણ મળતી, પરિણામે તેમનો આત્મપ્રત્યય વધી ગયો હતો અને આત્મવિશ્વાસ દ્વિગુણિત થયો હતો. પૂ. શ્રી શાસ્ત્રીજી 'કર્મથી, મનથી અને વાણીથી સર્વના સ્નેહી બનવાનું માનવ જીવનનું ઉત્કૃષ્ટ કાર્ય સમજ્યા છે' અને તે પ્રમાણે તેથી તેઓશ્રીએ પોતાનું જીવન પસાર કરવાનો નિશ્ચય કર્યો હતો, તથા તેવા પ્રયત્નો કરતા

હતા, અને આજે પણ તેવું જીવન ગાળી રહ્યા છે. कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन । કર્મ કરવાનો તારો અધિકાર છે, ફલ માટે વિચાર કરવાનો નહિ—આ ગીતાના આદેશનું તેઓશ્રીએ અક્ષરશઃ પાલન કર્યું છે વિદ્વત્તાની કિંમત સદ્વર્તન હોય તોજ થઇ શકે છે, સદ્વર્તન-હીન સાક્ષર સાક્ષાત્ રાક્ષસ છે આમ તેઓ જાણતા હોવાથી તેમણે તેમના વર્તન પ્રત્યે જરા પણ બેદરકારી રાખી નથી. ઉદ્યોગી માનવ હોય તો જ તેના કર્તૃત્વની કિંમત થાય છે—આ તેમને ખબર હતી તેથી તેઓશ્રી જયાપજય, લાભાલાભ કે સિદ્ધિ અસિદ્ધિમાં સમાન રહ્યા હતા અને હજી પણ છે. તેઓશ્રીએ તેમના જીવનમાં કોઇ પણ પાશ્ચાત્ય કલ્પનાનો અંગીકાર કર્યો નથી, તેમજ તેને માટે તિરસ્કાર પણ પ્રદર્શિત કર્યો નથી. શત્રુ પ્રતિ તેઓશ્રીએ અવિશ્વાસ કે અસંતોષ યુક્ત વર્તન રાખ્યું નથી. મનનું પાવિત્ર્ય, અંતઃકરણનું નિર્મલત્વ, શરીરનું શુચિર્ભૂતત્વ તથા બૌદ્ધિક વિશાલત્વ હોવાથી તેઓના મનમાં કદિ પણ ક્ષુદ્ર કે રડતા વિચારોને સ્થાન મળ્યું નથી. તેમનુ મન ઉદાર અને ગંભીર વિચારોથી ભરપૂર હોવાથી બીજા વિચારોને પ્રવેશ મળતો નથી તેઓશ્રી શ્રીમદ્ આદ્યશંકરાચાર્યના વાઙ્મયના એકનિષ્ઠ ઉપાસક છે.

### "નિયમિતપણું"

તેમનું જીવન એટલે ઘડિયાળનો કાંટો. તેમને પ્રત્યેક કામ નિયમિત કરવાની ખાસ ટેવ હતી—નિયમિતતા તરફ

તો તેમનું ખૂબજ ધ્યાન રહેતું. આથી તેઓશ્રી કોઇ પણ સમારંભમાં કે પ્રવચનમાં મોડા પડયા નથી, અને પ્રવાસમાં કોઇ દિવસ સ્ટીમર કે આગગાડી ચૂકયા નથી. તેમની નિયમિતતા માટે સૂર્ય પણ તેમનો ગુરૂ હતો.

'પ્રિય વાચક! હવે આપણે વિદાય લઇએ છીએ, પરંતુ વિદાય લેતા લેતા અમારે તને એટલું જ કહેવાનું છે કે, પૂ. શ્રી શાસ્ત્રીજી કોઇ દેવ નથી કે પૂર્ણમાનવ નથી. તેઓશ્રી પોતાને તેવા માનતા પણ નથી, ઉપર વર્ણવેલા ગુણોને તેઓશ્રી યથાશકિત તેમના જીવનમાં લાવવા યત્ન કરી રહ્યા છે.'

હવે સ્થૂલ દૃષ્ટિએ પૂ. શ્રી શાસ્ત્રીજીની મૂર્તિનો તારા ચર્મચક્ષુને વિરહ થશે, પણ આશા છે કે તને લાગશે કે પૂ. શ્રી શાસ્ત્રીજીના જીવનનો ખરો અભ્યાસ હવેજ થવાનો છે, કારણ કે આજ સુધી તો તું કેવળ વાંચનજ કરતો હતો, હવે વિચાર કરીશ, વિચાર કરતા જરૂર પડશે તો પુનઃ અભ્યાસની દૃષ્ટિએ વાંચીશ અને યથાશકિત તેમનામાં રહેલા દિવ્ય સદ્‌ગુણોરૂપી તેલદ્વારા તારી જીવનજ્યોત પ્રજ્વલિત કરીશ અને જેવો આવ્યો છે તેવોજ પાછો ન જતાં અમર યોગીન્દ્ર શ્રી ભર્તૃહરિજીનો નીચેનો શ્લોક યાદ રાખીશ કે,

परिवर्तिनि संसारे मृतः को वा न जायते।
स जातो येन जातेन याति वंशः समुन्नतिम्॥—

આ સસાગ્ચક્રમા કોણુ જન્મતુ નથી, અને કોણુ મૃત્યુને શરણુ થતુ નથી? પણુ ખરો જન્મ તો તેનોજ છે કે જેના જન્મથી કુલની કીર્તિ વધે–જે કુલદીપક થાય

પૂ શ્રી શાસ્રીજીના જીવનનો સારસર્વસ્વ મુખપૃષ્ઠ પર આપેલી ચાર પક્તિઓમા છે, તથા તેનુ સ્હેજ વિસ્તૃત વર્ણુન અમારા શ્રી પાધ્યે વિરચિત 'વૈજનાથાષ્ટક'મા છે, જેઓને સસ્કૃત આવડતુ હશે તેમને આ જરૂર ઉપયોગી થઇ પડશે